હનાં મનોરાજ્ય કલ્પાવતી હતી, કોઇક વખત તેનો અનુભવ કરાવતી હતી, અને સંસ્કૃત કે ઇંગ્લીશ પદ્યબંધમાં આવિર્ભાવ પામતી હતી.

ઇ. સ. ૧૮૭૧માં "મેટ્રિક્યુલેશન" માં પાસ થયા ત્યારે રા. મનસુખરામે ગોવર્ધનરામને "સિવિલ સર્વિસ" ની પરીક્ષા માટે ઇંગ્લંડ મોકલવા ધાર્યું. પણ વિચાર અમલમાં મુકાયો નહીં. ઇંગ્લંડના વાતાવરણમાં ઘુમી આવેલા ગોવર્ધનરામની પર્યેષણા અને ભાવનાઓએ કેવું સ્વરૂપ લીધું હોત તે કલ્પવું કઠિન છે.

મેટ્રિક્યુલેશનમાં રોમનો ઇતિહાસ વાંચતાં હેનિબાલની ઉગ્રપ્રતિજ્ઞા તથા તેની અને સીપીઓની વિક્રમાકુલ કથા વાંચી જ્વાલા ભભુકી ઉઠી હતી. કોલેજમાં પ્રવેશ પામ્યા પછી ત્યાંના વાતાવરણે અને અભ્યાસે તે જ્વાલા અખંડ રાખી. પણ. ઇ. સ. ૧૮૭૨ માં જીવન આસપાસ ફરી વળતી જ્વાલાઓમાં તપતા ગોવર્ધનરામે ભડકા શાન્ત કરવા પ્રયત્ન આરંભ્યા અને ભડકા હોલવતાં ગરમી ઉડી ન જાય તેની સંભાળ લીધી. જ્વાલા શાન્ત કરવાની વૃત્તિએ રગેરગમાં વૈરાગ્ય પ્રસરાવ્યો અને જનહિતની વાસના સ્ફુરાવી.

કોલેજમાં આગ્રહી અને રસિક પણ ગરીબ સહાધ્યાયીઓ હરીરામ ઉત્તમરામ ભટ્ટ અને રામચંદ્ર વિષ્ણુ ગોખલેના સહવાસમાં એ વાસના અધિક દૃઢ અને ઉત્તેજિત થઇ. હરીરામ અને ગોવર્ધનરામના જીવ અદ્વૈત પામ્યા હતા–બન્ને એકબીજાની અભિલાષાઓ, સુખોપભોગનાઓ ને વેદનાઓમાં સહભાગી થતા. ગોવર્ધનરામની કવિતાઓ હરીરામ પાસે વંચાતી અને બન્ને મિત્રો તેનું રસપાન યથેચ્છ કરતા. "સ્નેહમુદ્રા" એકવાર આ મિત્રને અર્પણ કરવા ઇચ્છા થયેલી પણ જેના વિચ્છેદથી એ કાવ્ય પ્રગટયું હતું તે હરીલક્ષ્મીને અર્પણ થયું. પ્રણયશીલા પત્ની અને સાનુરૂપ સુહૃદના સહવાસમાં ગોવર્ધનરામનું આંતરજીવન વિકસતું ચાલ્યું.

કોલેજમાં મંડળીઓ સન્મુખ ભાષણ આપવાના રીવાજ મુજબ ઇ. સ. ૧૮૭૩ માં "Is there any Creator of the Universe?" અને "State of Hindu Society in the Bombay Presidency"

જોન્સ, અને તેના યુરોપીય અનુયાયીઓના ભગીરથ અભ્યાસને પરિણામે પ્રાચીન ભારતનું ગૌરવ યુરોપમાં ગવાતું હતું અને એ પ્રગતિના પડઘા આ દેશમાં પડતા હતા.

પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રત્યક્ષ પરિચયનાં સાધન સીપાઇવિદ્રોહના વર્ષમાં સ્થપાયેલાં વિશ્વવિદ્યાલયોદ્વારા હિંદીઓને પ્રાપ્ત થતાં હતાં. સંસ્કૃતનો અભ્યાસ વધારવા, યુરોપીય સંસ્થાઓના ઇતિહાસ–વ્યવસ્થાદિ વિશે માહીતી વિશેષ મેળવવા, તેમ જ ડાર્વિન, સ્પેન્સર પ્રભૃતિના વિચારોથી અને "સાયન્સ" ના જીવન સાથે વધતા જતા સંબંધથી યુરોપમાં થતા વિચારાચારના વિવર્તના પ્રવાહમાં ઝીલવાના પ્રસંગ વિશ્વવિદ્યાલય ઉપજાવવા લાગ્યાં: ઉત્સાહ ને ઉચ્છેદને સ્થાને દીર્ઘદૃષ્ટિ ને વિચારશીલતા ઉદ્‌ભવ્યાં. મૅક્ષમુલર પ્રભૃતિના અભ્યાસને લીધે તેમ જ સંસ્કૃતના જ્ઞાનના પ્રસારને લીધે નવીન ભારત બેને બદલે ત્રણ પ્રવાહમાં–યુરોપીય, અર્વાચીન ને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રવાહોમાં નિમગ્ન થયું. એ પ્રવાહોની ઇષ્ટાનિષ્ઠ ગતિ વિષે ગંભીર આલોચના ઉદય પામી.

રા. રા. મનઃસુખરામને આ નવીન પ્રવૃત્તિનું અવગાહન થયું હતું. સાથે સાથે સંસ્કૃત સાહિત્ય અને દર્શનનો અભ્યાસ થતો જતો હોવાથી પ્રાચીન ભારત અને તેના આચાર્યો માટે તેમને અભિમાન સ્ફુર્યું. આવા પુરુષના અહોનિશ સહવાસી ગોવર્ધનરામને તે અભિમાન સ્ફુરે અને પ્રાચીન આર્યોની પર્યેષકવૃત્તિ તથા ઉદાસીનતા એમને સ્પર્શી જાય એ સહજ છે.

ઇંગ્લીશ ભાષાનો અભ્યાસ નડીયાદમાં આરંભી ઇ. સ. ૧૮૬૮ માં એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં દાખલ થયા. આ જ વર્ષમાં લગ્ન કરી બ્રહ્મચર્યાવસ્થામાં ગૃહી બન્યા. ચતુર અને મેધાવી અભ્યાસમાં આગળ વધતો હતો; અવલોકન અને વિવેકશક્તિ ખીલવતો હતો. માતાનાં અને બીજી સ્ત્રીઓનાં ગીતો, પિતાનાં ભજનો અને માણભટોની કથાથી જાગેલી રસિકતા સંસ્કૃત અને ઇંગ્લીશ સાહિત્યના આસ્વાદનથી ઉચ્ચતર થતી હતી, અને દાંપત્યસ્ને-

" I know not me and care not how I fare!
" I live to work and work for other's good."

ઇંગ્લીશ ભાષામાં લખેલા જોડકણામાં જનહિત-કર્તવ્યના ઉગ્ર આગ્રહની ગર્જના સંક્ષોભથી મેધાચ્છન્ન હૃદયે કરી છે.

દુકાન ભાગવાથી પિતા નડીયાદ ગયા ત્યારે રા. મનઃસુખરામને ત્યાં રહી ગોવર્ધનરામે અભ્યાસ કર્યો. જે વર્ષમાં દયાનંદે આર્યસમાજ અને બ્લાવટ્સ્કીએ Theosophical Society સ્થાપ્યાં તે જ વર્ષમાં પ્રાચીન આર્ય ધર્મનું ગૌરવ અને મહત્વ ગાનાર ગ્રેજ્યુએટ થયો. આ વખતે "Scope of University Education" નામનો લેખ વાંચ્યો, "Influence of Asceticism on the Social Morality of the Hindus" નામના સંકલ્પેલા લેખને સુધારી Friendly Society સન્મુખ "Asceticism in my sense of the term" એવું નામ આપી વાંચ્યો. "A mind retiring from the vain external colours and talks of nature into the real inward soul and, heart of the whole and a blind furious rush into the battlefield of benevolence, looking ever onwards caring never for the uplifted sword and their wounds and undaunted by the browbeatings of Death and Defeat" તેમ જ "It is a ceaseless industry for its own sake and tending to the good of Society."— આ લેખમાંથી આપેલા ઉતારા એમના વૈરાગ્યનું સ્વરૂપ સ્પષ્ટ આંકે છે. જે વૈરાગ્ય એમના જીવનમાં પ્રસરી રહ્યો હતો--જે વૈરાગ્ય "સરસ્વતીચંદ્ર" માં આલેખ્યો છે, તેની રૂપરેખાઓ આ લેખમાં દર્શન દે છે. પરતંત્ર અને અવસન્ન ભારતના ઉદ્ધાર માટે નિષ્કામ ને પ્રવૃત્તિપૂર્ણ વૈરાગ્ય આવશ્યક છે એવો સિદ્ધાંત ગોવર્ધનરામના અનુભવો ઉપજાવે છે. ઉલ્લાસ, ઉત્સાહ મરી ગયાં છે; નિરાશા, અવસાદ, આધિવ્યાધિ કેર વર્તાવી રહ્યાં છે ત્યારે નિઃસ્વાર્થ

કલ્યાણ, ઉડ્ડયન, પ્રવૃત્તિમાં ભાવો આશ્વાસન-ઉત્તેજન આપે છે, મૃતપ્રાય થતા જીવનને સંજીવની સુંઘાડી ચેતનમય રાખે છે.

પત્નીના સ્નેહાવશેષ ઉપર "હૃદયરૂદિતશતક"ની સમાધિ ચણી હતી. ભવભૂતિનો કરૂણારસ ગીર્વાણભાષામાં ગોવર્ધનરામના મર્મભિદ્ શોકથી પુનર્જન્મ પામતો હતો. એ રસનું પાન કરવાનો અધિકારી હરીરામ કચ્છમાં નોકર હતો ત્યાં બાલપત્ની અને વૃદ્ધ પિતાને રઝળતાં મુકી વિદેહ થયો. તુલ્લુ અને ગોખલે પણ એને જ પંથ પળ્યા. હૃદયમાં ઉંડા વ્રણ ખોદાતા ગયા. શોકધારા અધિક વેગથી ફુટવા લાગી. ઇંગ્લીશમાં અને ગુજરાતીમાં શોકગીતિ રચવા માંડી.

પહેલી એલ,એલ, બી. પાસ કરી એમ. એ. નો અભ્યાસ સાહિત્ય ( અંગ્રેજી અને સંસ્કૃત તેમાં ન્યાય ઐચ્છિક વિષય ) લઇ કર્યો. એક પછી એક થતા ઋતુના સખ્ત ફેરફારોથી ગિરિરાજની વજ્રછાટો પણ ઘસાઇ જાય છે, તેમ પ્રખર અને ભૈરવ વિપદથી ભાવસ્નિગ્ધ ગોવર્ધનરામ મસ્તિષ્કવ્યાધિ ( Brain disease ) થી પીડાવા લાગ્યા. આશામાં સુનકાર ડરાવતો ઉભો. મનોરાજ્યો ધ્વસ્ત થઇ ગયાં.

જીવનને આંગણે ત્રણ પ્રતિજ્ઞા ગોવર્ધનરામે લીધી હતી: ( ૧ ) એલ એલ. બી. થઇ ( ૨ ) નોકરી ન કરતાં સ્વતંત્ર વકીલાત કરવી ને ( ૩ ) ૪૦ કે ૪૨ મે વર્ષે નિવૃત્ત થઇ લોકકલ્યાણ સાધવા જીવન અર્પવું. આ પ્રતિજ્ઞાનુસાર ગ્રેજ્યુએટ થયા ત્યારે દિ. બા. મણિભાઇ જશભાઇએ કચ્છમાં આપવા માંડેલી રૂ. ૩૦૦ ની નોકરી ન સ્વીકારનાર ઋણી અને આધિવ્યાધિગ્રસ્ત હોવાથી, રૂ. ૧૨૫ ) ના પગારે ભાવનગર ગયા. દીવાન સામળદાસની મહેરબાનીથી કામ જુજ હતું. તેથી કાયદાનો અભ્યાસ થઇ શક્યો અને પૈતૃક ઋણશોધન તથા કુટુમ્બપોષણનાં સાધન પ્રાપ્ત થયાં. ભાવનગરમાં ગોવર્ધનરામ જનસ્વભાવ નિરીક્ષતા હતા અને જીવનના અનેક પ્રશ્નો વિશે આલોચના શરૂ કરી હતી.

રા. મનઃસુખરામના સાક્ષર મિત્રમંડળના સહવાસમાં લેખક થવાની અભિલાષા ઉગી હતી. " મનોદૂત " " અને " " હૃદયરુદિતશતક " નામનાં ખંડ

કાવ્યો અને સુંદરજી જીવાજી પારિતોષિક મેળવવા લખેલી " વિધિકુણ્ઠિત " ની કથા સંસ્કૃતમાં લખ્યાં હતાં. પરચુરણ કાવ્યો ઉપરાંત " Jiji The Mother of Shivaji " નામનું વિસ્તીર્ણ પદ્યબંધ ઇંગ્લીશમાં કર્યું હતું. બંગાલી લેખકોને જેમ સમજાયું હતું તેમ ઇંગ્લીશ અને સંસ્કૃત ભાષાઓ વર્જી ગુજરાતીમાં લેખ લખવા માંડ્યા. ગીર્વાણ ભાષાના રસિયાની રા. રા. મનઃસુખરામના પ્રભાવ નીચે લખાતી ગુજરાતી ભાષા પ્રૌઢ, પ્રલયવાહી, સંસ્કારી અને અર્થગંભીર બની હતી. કાવ્યો ઉપરાંત વાર્તા લખવા વસ્તુ યોજાતાં હતાં. ધર્મજન્મ અને સત્યવ્રતાના પુત્ર દુઃખજન્મનો ઇંગ્લીશમાં દિનચર્યાલેખ લખી હૃદયનો શોકભાર હલકો કરવા માંડ્યો હતો. કામ, રતિ ( માનસ સ્નેહ ), લક્ષ્મી, અકિંચનતા, દ્વેષ, દુનિયાની અસમાની સુલતાની, રમણીઓનાં પવિત્ર સતીત્વ અને અધમ દુરાચારનાં સ્વરૂપ સમજવા ને ગુજરાતને સમજાવવા વસ્તુ ગુંથાતાં હતાં. મુંબઇ, સુરત અને ગામડાંઓની જીંદગી આલેખવા ધારણા થતી હતી. માનસ સ્નેહ અને મન્મથના પ્રભાવ ત્રણ મિત્રોની કથા દ્વારા બતાવવા નવલકથાનું અસ્થિપિંજર ઉભું કર્યું હતું. " સદ્‌ગુણચંદ્રની કસોટી " માં મન્મથની સત્તા નિરૂપવાનો વિચાર તે અપૂર્ણ રહેવાથી અમલમાં નહોતો મુકાયો. બેકનના નિબંધોના અનુવાદ પણ આરંભ્યા હતા.

અંગ્રેજોની જામતી નવી રાજ્યસત્તાથી કાઠીઆવાડમાં નિયમ ને વ્યવસ્થા જામતાં હતાં. સ્વતંત્ર સત્તા અને ક્ષાત્ર ઉદ્રેક ન્યૂન થતાં હતાં ત્યારે સંક્રાંતિકાળમાં જુના નવા રાજા, જુના નવા કારભારીઓ, પોલીટીકલ એજંટ વગેરેના આચાર–વિચાર–ખટપટમાં વસનાર ગોવર્ધનરામ નવલકથા લખવા પોતાની આસપાસના સંજોગો ઉપયોગમાં લેતા હતા. " સરસ્વતીચંદ્ર " ની મુળકથા યોજાઇ હતી. પ્રસિદ્ધ થયેલી કથામાં જેટલું ભાવનાને પ્રાધાન્ય છે તેટલું મુળકથામાં ન હોતું.

હરસ, આંખનો દુખાવો, મગજના વ્યાધિથી પીડાતાં પીડાતાં કાયદાનો અભ્યાસ કરી ત્રણ વખત ગોવર્ધનરામ એલ્‌એલ્‌. બી. ની પરીક્ષામાં બેઠા

પણ નિષ્ફળ થયા. ચોથે યત્ને સફળ થયા. આ વખતે ભાવનગર અને જુનાગઢમાં ન્યાયખાતામાં મળતી જગ્યાઓ ન લેતાં મુંબઇ જઇ વકીલાત આરંભી–વકીલાત દરમ્યાન ગુજરાત, કાઠીઆવાડ અને દક્ષિણમાંથી કેસ મળતા એટલું જ નહીં પણ રાજા રજવાડા તથા ભિન્ન ભિન્ન કોમો–હિંદુ, પારસી, મુસલમાનના ધર્મ ગુરૂઓના કેસો પણ એમને મળેલા. ગુજરાતની રગેરગ પરખવાનો અચ્છો પ્રસંગ આથી એમને મળ્યો હતો. વકીલાત અન્નપૂર્ણાના સાધન તરીકે કરતા હતા છતાં ગમે તેવો કેસ હોય તો પણ બાહોશીથી અને પ્રમાણિકપણાથી તે ચલાવતા, આથી ન્યાયાધીશો, વકીલો અને અસીલો તેમનાથી પ્રસન્ન રહેતા અને વખતે વખતે તેમને માટે સન્માન ને પૂજ્યભાવ ધરાવતા.

મુંબઇમાં સ્વસ્થ થયે નિયમિત વાંચન અને મનન શરૂ કર્યું. સાહિત્ય, ધર્મ, ઇતિહાસતત્ત્વચિંતન ને ધારાશાસ્ત્રના ગ્રંથો વાંચવા ઉપરાંત આલેખન (drawing) કવાયત, વિગ્રહ, શાસ્ત્રાદિના ગ્રંથો પણ જોતા. ઇંગ્લીશ દૈનિક કે માસિક પત્રો વાંચી તારણ કાઢતા કે ઉતારી લેતા. ગુજરાતીમાં માસિક પ્રગટ કરવાની યોજના પણ લખી કાઢી હતી. વડોદરામાં વિદ્યાખાતામાં રૂ. ૫૦૦) ની જગ્યા આ વખતે મળતી હતી પણ તે નહીં સ્વીકારી.

મી. મલબારીએ બાલવિવાહ અને વિધવાઓની સ્થિતિ વિશે પ્રગટ કરેલા લેખોથી ભરતખંડના વિદ્વાનોમાં સંક્ષોભણ થયું હતું. એવામાં મી. મલબારીના અંગ્રેજ મિત્રોના આગ્રહ અને દબાણને લીધે સરકારે સંમતિવયનો કાયદો કર્યો. ગોવર્ધનરામ આ કાયદાની વિરૂદ્ધ નહોતા પણ સુધારક અને સંરક્ષક પક્ષ વચ્ચે થયેલી ઝપાઝપીમાં તટસ્થ ઉભા રહી એમણે જોયું કે દેશમાં નેતા નથી. તેમ જ સુધારકો સંરક્ષકોનો પક્ષવાદ બરાબર સાંભળતા નથી એ ભુલ કરે છે. સંરક્ષકો અને પ્રાચીનપક્ષ તેમ જ સુધારકોના ગુણદોષ જાણવાથી જ પ્રજાના નેતા થઇ શકાય. A priori વિચાર મગજમાં ભરી દેશહિત સાધવા મથનારથી પોતાની શુભેચ્છાનાં હાનિપ્રદ પરિણામો જોવાતાં નથી એ ખ્યાલમાં આવ્યું. પોતાને

ઉભા થતાં આવડ્યા પહેલાં બીજાને ચાલતાં શીખવવાના પ્રયત્ન થતા જોઇ ખિન્ન થયા. હેનીબાલ અને સીપીઓનાં પરાક્રમ કરવાના—ઇટલી કે અમેરીકાને સ્વતંત્ર કરવાના વિગ્રહ ચલાવવાના જમાના જેવો હાલ વખત નથી. તે જમાનાનાં સત્ત્વ અને સ્વદેશપ્રેમની તથા ડહાપણની દેશને જરૂર છે. દેશસેવામાં આવા વિચારથી પ્રવૃત્ત થાય છે અને એ સેવાના પરિણામની જોખમદારી સમજવા પોતાને અજરામર કલ્પે છે. વધારે જ્ઞાન તથા અનુભવ મેળવવા જગતનો ઇતિહાસ અભ્યસવા અને જીવનના વ્યવહારમાં પણ એક પ્રકારનો ઇતિહાસ હોવાથી તે નિરીક્ષવા કાર્યક્રમ ઘડે છે. સંસાર, શરીર, બુદ્ધિ, નીતિ અને રાજ્યના સંબંધમાં પોતાના સ્વદેશીઓ જાગૃત, વીર્યવાન અને સમૃદ્ધ કેવી રીતે થાય તેની મીમાંસા કરે છે. લશ્કરી બળવાથી નહીં પણ પ્રજાનું આંતર જીવન ઉન્નત:અને ધર્મનિષ્ઠ વિકસશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે એવી પ્રતીતિ થવાથી પ્રજાનું આંતર જીવન સ્પર્શવા કેવા ઉપાયો લેવા તે વિચારે છે. જાહેર હીલચાલોમાં ભાગ લેવા અનુત્સુક રહેતા: કારણકે એવી હીલચાલો ક્ષણિક હોય છે–" A breath can unmake them as a breath has made "૧-એવું ગોવર્ધનરામ આવી હીલચાલો માટે ધારતા. હાલ મચી રહેલા કોલાહલમાં-પશ્ચિમના પ્રવાહથી જુની સંસ્થાઓ ખોદાતી જોઇ ગોવર્ધનરામ નિશ્ચય કરે છે કે: " I wish to produce or to see propuced a people who shall be higher and stronger than they are, who shall be better able to look and manage for themselves than is the present helpless generation of my educated and uneducated countrymen." ભારતવર્ષના દેદિપ્યમાન ભૂતકાળ અને ગંભીર વર્તમાન ' " ક્રાન્તદર્શીને લાગ્યું કે પરંપરાભંગ વિના નવા યુગને આવશ્યક " બલો તથા સંજોગો દેશમાં ઉત્પન્ન કરવા, ભૂતકાળનો ઇતિહ ક્યારે ક્યારે અને કેવી કેવી રીતે પ્રજાના નેતાઓએ પ્રજા

“ ન્યુ ઓરિએન્ટલ બેન્ક ” તુટવાથી રૂ. ૨૭૦૦ ) ખોયા. વિલ્સન્ કોલેજમાં “ Classical Poets of Gujarat ” નો લેખ વાંચ્યો. મોજની ખાતર ગુજરાતી સાહિત્ય વાંચ્યું હતું છતાં આ લેખ, પરિષદનું વ્યાખ્યાન, દયારામનો અક્ષરદેહ—એ ત્રણ અપ્રતિમ લેખો એમણે લખ્યા છે.

“ સરસ્વતીચંદ્ર ” નો બીજો ભાગ આ અરસામાં પ્રસિદ્ધ કર્યો અને ત્રીજા ભાગ માટે વસ્તુ યોજવા માંડ્યું. રજવાડાની દુર્દશા તથા ભારતના ઉત્કર્ષ માટે તેમનામાં રહેલી શક્તિ અસ્ફુટ રહેતી જોઇ ક્ષત્રિયોને સંક્રાન્તિકાળમાં કેમ વર્તવું તે દર્શાવ્યું. મરાઠા, મોઘલ અને રોમન રાજ્યોના ઇતિહાસની આંખે તેમના રોગ તપાસ્યા અને તેનું ઔષધ બતાવ્યું. “ યુરોપ અને એશિયાની મહાપ્રજાઓનાં લાક્ષણિક દૃષ્ટાંત ” ના વ્યાખ્યાનમાં ઉત્થાન ધર્મ—પ્રવૃત્તિમાર્ગ જે વિશે “ સરસ્વતીચંદ્ર ” ચોથા ભાગમાં વિસ્તારથી લખ્યું છે તેનો બોધ કર્યો.

ધર્મ અને પર્યેષણા હમેશ ચિંતનના વિષય હતા. રા. રા. મનઃસુખરામને ત્યાં આવતા સંન્યાસીઓ, વેદાંતીઓની સાથે ચર્ચા, આલાપ કરવાથી, પાશ્ચાત્ય અને અત્રત્ય તત્ત્વચિંતનનો અભ્યાસ કરવાથી વિવિધ વિચારો સ્ફુરતા. લખાણોમાં પરિપક્વ સ્વરૂપમાં એ વિચારો દર્શાવ્યા છે. શૉપનહૉરના સિધ્ધાંતોને મળતા એમના સિધ્ધાંતો હતા. ચંદ્રાવલી અને વિષ્ણુદાસદ્વારા તેમ જ “ અરૂણોદય ” માં છપાતા “ સંસારપ્રતિબિમ્બ ” ના કાવ્યમાં એ સિદ્ધાંતો પ્રકટ કર્યા છે.

સ્નેહાળ કનિષ્ટ ભગિની સમર્થલક્ષ્મીના અવસાનથી, ને સંધિવા તથા આંખના વ્યાધિથી સંતપ્ત થવાથી હૃદયને જબરો આઘાત લાગેલો. ભગિનીના સ્નેહની નિવાપાંજલિનું કાવ્ય ત્રીજા ભાગમાં પ્રસિદ્ધ કર્યું. કુટુંબને ઉન્નત કરવા તેઓ મથતા. માતાપિતાને, બેનોને, પત્નીને, સંતાનોને સંસ્કારી કરવા નાનાવિધના ઉપાયો યોજ્યા હતા. પત્નીને યોગવાસિષ્ટ, પુત્રી લીલાવતીને ઉપનિષદ્ આદિ ગ્રંથો શાસ્ત્રી પાસે શીખવાડવ્યા હતા. એ અભ્યાસનું પરિણામ લીલાવતીના જીવનમાં કેવું આવ્યું હતું તે “ લીલાવતીની જીવનકલા ” વાંચતાં પ્રતીત થાય છે.

નિવૃત્ત થવાનો સમય પાસે આવતો ગયો તેમ કામ ઓછું કરી નાંખવા માંડ્યું. ઇ. સ. ૧૮૯૭ માં રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને પોતાના સહાયક વકીલ કર્યા. અને ઇ. સ. ૧૮૯૮ માં જેને વડિલ ગણતા હતા તે રા. રા. મનઃસુખરામની અનુજ્ઞા તથા તેમણે ઠેરવેલી શરતો કબુલ રાખી નિવૃત્ત થયા. આ પ્રસંગે ઑ. ચીમનલાલ હરીલાલ સેતલવડે "પાર્ટી" આપી હતી. આ "પાર્ટી" માં મળેલા સ્નેહીઓ, વકીલો વગેરેની સન્મુખ નિવૃત્તિનિવાસના લાભ, અર્થશાસ્ત્ર, નિતીશાસ્ત્ર અને રસ વિજ્ઞાનની દૃષ્ટિએ બતાવવા નોંધ તૈયાર કરી હતી. તે નોંધનો ઉપયોગ નહોતો કર્યો. ટીપ્પણમાં લખ્યું છે કે "ઇશ્વરે મને અમુક શકિતઓ બક્ષી છે તેનો બને તેટલો ઉપયોગ કરવો તે મારો ધર્મ છે." વિ. સં. ૧૯૫૪ ની લલિતાપાંચમે નિવૃત્ત થયા અને મુંબઇના વકીલાત મંડળમાં ન બનેલો બનાવ બન્યો.

કચ્છના રાવે પોતાની દીવાનગીરી આપવા માંડી. પણ દેશ સેવામાં–ઇશ્વરે આપેલી શકિતઓના ઉપયોગમાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય ન આવે માટે તે સ્વીકારી નહીં. સ્વતંત્રનાના રસિકે પાંચમી વાર દાસત્વ કબુલ્યું નહીં. લાઠીના રાજવી કવિ સુરસિંહજીની સાથેના સંબંધથી નડીયાદ સ્વસ્થ થઇ લાઠી ગયા અને "બજેટ" વગેરેની વ્યવસ્થા કરી. "સ્નેહમુદ્રા" ની રુરુદિષા "કલાપીના કેકારવ" માં પણ છે. "સરસ્વતીચંદ્ર" નો ત્રીજો ભાગ આ વર્ષમાં પ્રગટ કર્યો.

બીજે વર્ષે 'સમાલોચક' માં "સાક્ષરજીવન" નો લેખ આરંભ્યો. આ દેશમાં સાક્ષરજીવન કેવું હતું તે તથા પર્યેષણા જીવનને કેવી રીતે ગ્રસે છે તે આ લેખમાં લક્ષ્ય દૃષ્ટિથી બતાવ્યું છે. રોમનો ઇતિહાસ ગોવર્ધનરામને અતિશય પ્રિય હતો. સ્ટોઇક દર્શનનું રોમન પ્રજાના જીવનમાં કયું સ્થાન હતું તે આ લેખમાં નિરૂપ્યું છે. વેદાંતનું સ્થાન આર્યજીવનમાં કેવું છે તે આલોચવાની અભિલાષા અકાળ મૃત્યુથી અસંતુષ્ટ રહી.

ઇ. સ. ૧૯૦૦ માં માધવરામ જેમનું મૃત્યુ ઇ. સ. ૧૮૯૭ માં થયું હતું તેના સ્મરણમાં જ્ઞાતિજનોની વંશાવલિ વિષે ગ્રંથ બહાર પાડ્યો. પિતાને

યાત્રા કરાવી હતી તથા તેમની ઇચ્છા મુજબ તેમના ઠાકોરજીને મંદિર બંધાવી પધરાવ્યા હતા. ધર્મ ( duty ) ની ભાવના પ્રદીપ્ત અને તીવ્ર હતી. અતિથિધર્મ, કુટુમ્બ, જ્ઞાતિ, દેશ, ને મનુષ્યજાત પ્રત્યે બજાવ્યો છે.

આ જ વર્ષમાં એમનું મહાન કાર્ય પુરૂં થયું–સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ લખી રહ્યા. ઇ. સ. ૧૮૮૭ માં પ્રસિદ્ધ કરેલો ગ્રંથ ઇ. સ. ૧૯૦૧ માં પૂર્ણ થયો. પોતાની પ્રજાને " સ્રજવા " ની ઉદાત્ત અભિલાષાથી એ ગ્રંથ લખાયો છે. " ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો અને ભવિષ્યકાળમાં વિદ્યાથી થનાર અવસ્થાની, આજથી આપણી કલ્પના ઉપર પડતી પ્રતિચ્છાયા એ સર્વના મિશ્રણમાં વિદ્યા, દ્રવ્ય, અધિકાર, સ્વતંત્રતા અને વિશુદ્ધિના પ્રકાશ, છાયા અને અંધકારમાં કે અધવચ રહેતા મનુષ્યોની સ્થિતિઓ કે સંક્રાન્તિઓ " કેવી થાય છે તે દર્શાવવા " વ્યવસ્થારક્ષક લોકાચાર અને સ્વતંત્રતાવિકાસક પાશ્ચાત્યાચારના નવીન ગુણોના ઉદ્‌ભાવક સંગત પ્રવાહોમાં તેમ સંક્રાન્તિકાળનાં કષ્ટોનાં ભ્રામર વચ્ચે વર્તમાનથી વ્યાકુળ અને ભવિષ્યથી ક્ષણમાં ઉદ્વિગ્ન કે ક્ષણમાં મોહિત ચિન્તાઓની ભીડાભીડના દબાણ વચ્ચે સર્વસંગ્રહી ઉદારતા અને સારસંગ્રહી બુદ્ધિ તેમ જ ઉચ્ચગ્રાહી ઉદાત્તતા કેવી રીતે ઉદય પામે છે. આ સંક્રાન્તિનું વર્તમાનચિત્ર અને ઉદયકિરણોનું ભાવી ચિત્ર " દોરવા અને આ સંક્રાન્તિનું મન્થન શાંત થયે હિંદુસ્તાનમાં કેવા પ્રકારનાં શાંતિ અને સ્વસ્થતા થશે તે કલ્પવાં એ આ ગ્રંથનો પ્રધાન ઉદ્દેશ છે. Darkness, error, strife ના પ્રસંગમાં નાયકનાયિકા ઉચ્ચગામી રહે છે. ચિરંજીવશૃંગની ગુફામાં થયેલા તુમુલ માનસિક અને શારીરિક ઉન્માદથી તેઓ પરાસ્ત થતાં નથી. પણ સરસ્વતીચંદ્રનો વૈરાગ્ય તીવ્ર ને વિશુદ્ધ થાય છે, સ્નેહ નષ્ટ પામેછે અને સાધુજનોમાં વસ્યાથી અતિથિધર્મ અને લોકકલ્યાણની વાસનાના નિર્વાહાર્થે મુંબઇ જવા તત્પર થાય છે. આ ગ્રંથમાં આર્યધર્મનાં ઉચ્ચ સનાતન તત્ત્વો ચર્ચ્યાં છે; સ્નેહ, વૈરાગ્ય, કલ્યાણ, માનવધર્મ, દેશસેવાનાં ઉન્નત ને ગંભીર સ્વરૂપ પર્યેષક કલાથી બતાવ્યાં છે. University Town

જેવું "કલ્યાણગ્રામ" કલ્પ્યું છે. વિચાર કરવાથી જ ગોવર્ધનરામને આ આદર્શ જડ્યો. પ્રો. ગજ્જરને કામ કરતાં કરતાં એ આદર્શ સુઝ્યો. બન્નેના આદર્શ સમાન થવાથી તેમને ગાઢ મૈત્રી થઇ હતી.

"સરસ્વતીચંદ્ર અને કુસુમ" નો ગૃહસ્થાશ્રમ બતાવવા કલ્યાણગ્રામની યોજના વ્યવહારમાં કેમ ચાલી તે દેખાડવા "ક્ષેમરાજ અને સાધ્વી" નામનું નાટક લખ્યું હતું. "દમયન્તીદમનાન્ત" અને "સરસ્વતી તથા માયા" નાં અપૂર્ણ નાટકોએ બતાવી આપ્યું હતું કે ગોવર્ધનરામમાં નાટ્યકારની શકિત નહોતી. "ક્ષેમરાજ" પણ નિર્માલ્ય જેવું લખાયું હોવાથી અપ્રસિદ્ધ રહ્યું છે.

બીજે વર્ષે ક્ષયરોગથી એમની જ્યેષ્ઠ મેધાવિની પુત્રી લીલાવતી મરણ પામી. તેની જીવનકલા લખી પિતાએ પોતાના શોકમાં ગુજરાતને સહભાગી કીધું.

નડીયાદમાં દેશસેવા માટે યોજના કરવા માંડી. "Glory, public applause, eminence, moneys, public leaderships &c, are things *I do not want at all.*" એવો વિચાર કરી લોકોનું શ્રેય કેમ સાધવું તે વિચારે છે. રાજા પ્રજાના સંબંધ વિશે પણ વિચારવા માંડે છે "To understand the rulers I must study their ways of thinking, feeling, acting and conduct in private life, in public, in society and politics, in ruling themselves and others including my own country, and in morals and religion, domestic and inter racial. આ જ્ઞાન અધિક મળે માટે બીજી પ્રજાઓ વિશે પણ આવું જ્ઞાન મેળવવું અને અંગ્રેજોનાં, હિંદુસ્થાનમાં જે જે આચરણો થાય છે તે સૂક્ષ્મતઃ નિરીક્ષવાં અને "see how far as regards both England and India they are suitable or inconvenient against prejudices or sentiments or against real benefits, how far they

can or should be improved upon and how far not." આમ વિચારતાં જે જે નિર્ણયો પ્રાપ્ત થાય તે દરવર્ષે ચોપાનીયાં મારફત પ્રસિદ્ધ કરવા-એવા સ્વરૂપમાં પ્રગટ કરવા કે ઇંગ્લંડ, હિંદુસ્તાન કે બીજા દેશો એ નિર્ણયો તરફ આકર્ષાય અને વર્તમાન કે ભવિષ્યમાં રાજ્યકીય વિચાર કે આચાર પર તેમનો પ્રભાવ અંકાય. આવું કામ ચાલુ રાખવા Thinkers અને Advisors નો વર્ગ ઉભો કરવો.

"For my own people I must study their *life* in all its aspects from their works and writings from the Vedic times upto the present date. It will be a study of my people in all their mental and physical traits as visible through literature and history, and through their conduct, failures, successes, changes, intentions organizations, and in the organism as a whole and in organic parts

I must study customs, social matters, political life, variable temperatures, tempers and idiosyncracies of castes and localities first in Gujarat and then throughout India. These things also to be studied through rituals and ceremonials, caste-practices and instincts and traditions and changes.

I must study what my people were without British influences, and see how the advent and growth of the influences have changed them.

આ ઉપરાંત પોતાના પૂર્વજોનાં wisdom, follies, powers and attainments વર્તમાન ભારતવાસીઓને જાણવાનું સાધન પ્રાપ્ત કરી આપવા ઉત્સુક હતા. પ્રાચીન ભારતનો ઇતિહાસ લખવાની કલ્પના આમ જન્મી હતી. એ યોજનાના સંબંધમાં લખે છે કે:—

"The whole must show what legacies of goods-and evils we are born to, what we must do with them, and how we must think, behave and act on our account as well as in the interests of our future generations so as to keep pace with the age, to come forward in the race of nations at least for the purpose of self-preservation and development, to avoid the dangers of rotting and decaying, to preserve and get, and increase our self-respect, health, strength, happiness, to be relieved from the diseases of childhood, imbecility and dotage, to carry forward the good work begun or left by our ancestors, to form and develop our own individuality as a nation and as a factor of civilization, to be felt and loved by our ruleres so as to hasten the moment that shall weld into one homogeneous organism the Aryans of India and England and make them live one life."

આ સર્વ અભ્યાસનો સાર ઇંગ્લીશમાં દરવર્ષે બે ચોપાનીયાં પ્રગટ કરીને અને દરવર્ષે ગુજરાતીમાં એક નવલ કથા લખી સ્વદેશીઓને રોશન કરવો. ધારાશાસ્ત્ર, સાહિત્ય, સંસારશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર કે રાજ્યનીતિના મહત્વના પ્રશ્નો વિશે વખતો વખત ઇંગ્લીશ કે ગુજરાતી માસિકમાં લખવું.

મુંબઇમાં "Some sidelights on Vedic mythology," અમદાવાદમાં "Some historical aspects of our social and domestic institutions," "Practical aspects of our ideals of life," "Higher Brahmanism in Ancient India," સુરતમાં "The aptitudes of the leading communities of

Surat," અને વસો, સિદ્ધપુરમાં કરેલાં વ્યાખ્યાનો; East and West નામના માસિકમાં "Marriage Forms under Ancient Hindu Law," "Ideals of Indian poverty;" *Indian Review* માં "King as the parent of his state," આદિ લેખો આ ઉદ્દેશ અને અભ્યાસનાં ફલ હતાં.

મુંબઈમાં આરંભેલો ઉપનિષદ્નો અભ્યાસ નડીયાદમાં ઉંડાણથી આગળ વધાર્યો. Survey of Indian Upanishad નામનો વિસ્તીર્ણ ગ્રંથ લખવા તૈયારી કરવા માંડી. ગુજરાતીમાં તેની રેખાઓ આલેખી ચરક, સુશ્રુત પ્રભૃતિના વૈદ્યક ગ્રંથો અને જ્યોતિષ ગ્રંથો પણ અભ્યાસ માટે વંચાયા. "Physics in Ancient India" અને "Physiology in Ancient India" નામના બે લેખો મરતા પહેલાં શરૂ કીધા. ઉપનિષદ્નું તત્ત્વચિંતન વિમર્શતા લેખ લખવા રહી ગયા. યોગની પણ સાધના આરંભી હતી.

ઈ. સ. ૧૯૦૫ માં ગુજરાતી વિદ્વાનોની પ્રથમ પરિષદમાં ગોવર્ધનરામને પ્રમુખસ્થાન આપી ગુજરાતે એમની વિદ્વત્તા અને દેશસેવાની યોગ્ય કદર બતાવી. ગુજરાતી ભાષામાં પણ સચોટ અને પ્રલયવાહી વકતૃત્વ થઈ શકે છે તે પ્રમુખસ્થાનના વ્યાખ્યાનથી સિદ્ધ કીધું.

ગયે વર્ષે ઉનાળામાં આબુ, જયપુર વગેરે સ્થળે ગયા હતા. જયપુરમાં એક શાસ્ત્રીનો મેળાપ થયો હતો. "સરસ્વતીચંદ્ર" નો સંસ્કૃતમાં સંક્ષેપ પ્રસિદ્ધ કરવાની તેની અભિલાષા તેણે ગોવર્ધનરામને જણાવી હતી. મુંબઈના એક શ્રીમંત યુવાન શેઠીઆને ત્યાં રહી તેનામાં ઉચ્ચ ભાવનાઓ જગાવવા રૂ. ૩૦૦) ની જગ્યા આ અરસામાં અપાવવાની તજવીજ એક સ્નેહી તરફથી થઇ હતી. પણ પોતાના નિશ્ચયને મક્કમપણે વળગી રહીને–અન્નપૂર્ણાને માટે ચિંતા કરવાથી અને દ્રવ્ય લઇ ભાવનાઓ "વેચવા" થી મહાપાતક પોતે આચરે છે એમ માની તે માગણી સ્વીકારી નહોતી એટલું જ નહીં પણ તે સ્નેહીને સખ્ત ઠપકો આપ્યો હતો.

યાત્રામાંથી બગડેલી તબીયત સુધરી નહીં અને આ વર્ષના (૧૯૦૭) જાન્યુઆરીની ૪ થી તારીખે મુંબઇમાં વાલકેશ્વરમાં તેમના પરમ સ્નેહી પ્રો. ગજ્જરના બંગલામાં તેમના દેહ તથા પ્રાણનો વિયોગ થયો.

લેખક અને વ્યક્તિ તરીકે ગોવર્ધનરામનું જીવન ઉચ્ચ હતું. ધર્મની ભાવના પ્રબલ અને જાગૃત હતી. પ્રવાહપતિત ધર્મ પાળી સર્વ મનુષ્યોનો તેઓ અતિથિસત્કાર કરતા. ગુજરાતને જે જે આદર્શો અર્પ્યા છે તે ભવ્ય અને ગંભીર છે. એ આદર્શો જેમ જેમ ગુજરાતના જીવનમાં પ્રગટ થતા જશે તેમ તેમ ગુજરાતનો ઉદ્ધાર સત્વર થશે. આવો ઉષ્માવાન પ્રકાશ ગુજરાતમાં પહેલાં પડયો નહોતો અને હવે કયારે પડશે તે ભવિષ્ય જાણે છે. પ્રાચીન ભારતના ગુણદોષના તેઓ જ્ઞાતા હતા-એ જ્ઞાનને બળે નવીન ભારતના નેતા થવાની જે યોગ્યતા એમનામાં આવતી હતી તે યોગ્યતાના લાભ મળી શકયા નથી અને દેશ પાછો નેતૃવિહીન રહ્યો છે. મનુષ્ય માત્રને ધર્મ છે-હક્ક નથી એવું કહેનાર અને આચરનાર જે જે ચેતન જગાડી ગયો છે તેની ગુજરાત અર્ચના કરે છે તેમાં આ લેખક પણ ભાગંતુટું સ્તોત્ર કરી વિરમે છે.

---

## ગ્રન્થાવલોકન.

**૧ કાવ્યમાધુર્ય**-ગયે વર્ષે ચાર કાવ્યગ્રન્થો પ્રસિદ્ધ થયા હતા; 'કુસુમાવલિ' માં વિદેહ ભીમરાવ ભોળાનાથની છુટક કૃતિનો સંગ્રહ કરવામાં આવ્યો છે; 'કેટલાંક કાવ્યો' પ્રેમભકિત તરીકે માસીકોના વાંચકવૃન્દને જાણીતા રા. રા. નાનાલાલ દલપતરામ કવિની કૃતિ છે; આપણા રાજવી કવિ લાઠીના ઠાકોર સાહેબ સુરસિંહજી-જેઓ કલાપીની તખલ્લુસથી લખતા હતા-તેમની લગભગ સઘળી કવિતાનો 'કલાપીનો કેકારવ' માં સંગ્રહ રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે પ્રસિદ્ધ કર્યો છે. ચોથો ગ્રન્થ 'કાવ્ય માધુર્ય' છે. આ ગ્રન્થમાં 'આધુનિક લેખકોનાં કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ' ગોંડળની હાઇસ્કુલના 'ફર્સ્ટ આસીસ્ટંટ માસ્તર' રા. રા. હીમ્મતલાલ ગણેશજી અંજારીઆ બી. એ. એ કર્યો છે.

આ ગ્રન્થ પ્રસિદ્ધિથી આપણા સાહિત્યમાં અભિવૃદ્ધિ થઈ છે. કુસુમનાળા, કુંજવિહાર, સ્નેહમુદ્રા અને આત્મનિમજ્જન છપાયા પછી આવી અભિવૃદ્ધિ થઇ નહોતી. અત્યાર સુધી માસીકોમાં છપાયેલાં કાવ્યો ઉપલી પ્રસિદ્ધિથી સમસ્ત ગુજરાતી પ્રજાને પ્રાપ્ત થયાં છે. કાવ્યમાધુર્યમાં હમણાંજ ગણાવેલા ગ્રન્થોમાંથી ચુંટણી કરવામાં આવી છે એટલુંજ નહીં પરંતુ રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર રા. રમણભાઇ મહીપતરામ આદિની કૃતિમાંથી પણ દોહન કરવામાં આવ્યું છે. આવા સંગ્રહની આવશ્યકતા હતી અને તે મટાડવા સારૂ અમે રા. હીમ્મતલાલને ધન્યવાદ આપીએ છીએ. જુની ભાષામાં બોલીએ તો કાવ્યમાધુર્ય હાલની કવિતાનું કાવ્યદોહન છે; પરંતુ જુના કાવ્યદોહનથી તદ્દન ભિન્ન પ્રતિનું છે. આપણાં જુનાં કાવ્યદોહનો રસવૃત્તિથી રચાયાં નથી. રા. હીમ્મતલાલ જેવો ઇંગ્લીશ વિદ્યાના સંસ્કાર પામેલો વિદ્વાન્ જો જુના કવિઓની કૃતિ દોહી બહાર પાડશે તો તરતજ તેનો ગ્રન્થ પ્રાચીન સંગ્રહોને ઝાંખા પાડશે. વિલાયતમાં વૉર્ડ, પાલગ્રેવ, મીસીસ મેયનીલ, સ્ટેડમેન આદિના સંગ્રહો જે પદ્ધતિસર રચાયા છે, તે પદ્ધતિ આપણે અહીંયાં કોઇએ અત્યાર સુધી અંગીકાર નહોતી કરી. રા હીમ્મતલાલે તે પદ્ધતિ અનુસાર વર્તન કર્યું છે. અને પોતાના ગ્રેજ્યુએટ ભાઇઓને જાગ્રત કર્યા છે—તેમની કર્તવ્યબુદ્ધિ સચેત કરી છે. જે પ્રદેશ તરફ રા. હીમ્મતલાલે પ્રયાણ કર્યું છે તે પ્રદેશ હજુ અણજાણ્યો અને અણખેડાયલો છે. અમે પણ રા. હીમ્મતલાલની સાથે આશા રાખીએ છીએ કે; એ તરફ હવે વધુ લક્ષ અપાતું જશે.

રા. હીમ્મતલાલે રસવૃત્તિથી ભિન્ન ભિન્ન કવિઓની કવિતા તપાસી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ કર્યો છે એટલુંજ નહીં પરંતુ ગુજરાતી કવિતાના ઇતિહાસપર ઉપોદ્ઘાતમાં એક વિદ્વત્તા ભર્યો નિબંધ લખ્યો છે અને છેવટે માર્ગ દર્શક ટીપ્પણ અને કોશ આપી અનેક ગુંચવારા અને મુશ્કેલીએ છોડી છે.

' ગુજરાતી કવિતા ' સંબંધેનો નિબન્ધ જો કે અપૂર્ણ છે-છતાં ગ્રન્થના વિષયને ઉચિત છે. આ નિબન્ધમાં ઠેઠ નરસીંહ મહેતાથી આજ દિન સુધીની આપણી કવિતાનો ઇતિહાસ સંક્ષેપમાં કહ્યોછે. એ ઇતિહાસને ચાર વિશિષ્ટ યુગમાં વહેંચી નાખ્યો છે. દરેક યુગનું વિશેષ લક્ષણ આપ્યું છે એટલું નહીં પણ દરેક કવિતાની સ્થિતિમાં શા ફેરફારો થયા તે પણ વર્ણવ્યા છે. આ ફેરફારોનાં કારણો શોધવા મથ્યા છે, પણ તેમાં યોગ્યવિજય પામ્યા નથી. આધુનિક ફેરફારોનું દિગ્દર્શન સારૂં કરાવી શકયા છે. આ નિબન્ધમાં ક્વચિત દોષો રહી ગયા છે. સર્વે દોષોનું વિવેચન ન કરતાં એક વિશેષ ધ્યાન ખેંચનારનું વિવેચન કરીશું.

ભાલણની કૃતિ સંબંધે જે વિચારો રા. હીમ્મતલાલે દર્શાવ્યા છે તેનાથી અમે જુદા પડીએ છીએ. ભાલણની કવિતા ' ભાષાંતરરૂપે, હોવાથી અપ્રસિદ્ધ રહી હતી. પ્રેમાનંદની કવિતા ભાલણની કવિતા માફક ભાષાંતર રૂપેજ હતી. પ્રેમાનંદમાં ભાલણની સર્વે કળા ખીલી નીકળી હતી, તેણે ભાલણનાજ ગ્રંથોમાં ગવાયેલા વિષયો પોતાના ઉપયોગ માટે લીધા હતા. માર્કંડેય પુરાણના ભાષાંતરમાં ભાલણને માનપૂર્વક ઇસારો પ્રેમાનંદ કરે છે. દયારામે ભાલણના દશમસ્કંધ ભાગવતમાંથી એક પદની ચોરી કરી હતી.

આ ઉપરથી એમ સમજાય છે કે ભાલણ છેક અપ્રસિદ્ધ ન હતો ઘણી વેળા એવું બને છે કે પ્રબળ લેખકને લીધે સહેજ નબળા લેખકોનાં લખાણો અપ્રસિદ્ધ થઇ વિલુપ્ત થાય છે. પ્રેમાનંદનાં લખાણોથી ભાલણ ઝાંખો પડી ગયો હતો. ભાલણની અસર જેટલી ગુજરાતી સાહિત્યપર છે તેટલી નરસિંહની પણ નથી. વસ્તુ સ્થિતિ આવી છે, માટે ભાલણ વીશે જે રા. હીમ્મતલાલે લખ્યું છે તે અમને અવાસ્તવિક લાગે છે.

રા. હીમ્મતલાલે હાલના લેખકોના ગુણોનું ઠીક સ્પષ્ટીકરણ કર્યું છે. રા. નરસિંહરાવ, રા. ગોવર્દ્ધનરામ, રા. મણિશંકર, ઠા. સા. સુરસિંહજી, રા. બળવંતરાય, રા. રમણભાઈ, રા. નાનાલાલ આદિની કવિત્વ શક્તિની વિવિધતા અને વિશિષ્ટતા એમણે પૃથક્કરણથી દર્શાવી છે. આ ઉપરાંત ટીપ્પણમાં તેમનાં દરેક સારાં કાવ્યોપર વિવેચન કરી ગુજરાતી કવિતા

માટેનો અભાવ જેમ બને તેમ ઓછો કરવા પ્રયત્ન કર્યો છે. ગુણકથનમાં પુનરૂક્તિ થઇ છે. તેમજ દોષનું સહેજ પણ દર્શન નથી કરાવ્યું. આથી કેટલાકને રા. હીમ્મતલાલના કહેવામાં વિશ્વાસ નહીં રહે. રા. હીમ્મતલાલનો ઉદ્દેશ આપણાં સાહિત્ય માટેની ‘ બેદરકારી ’ દૂર કરવાનો છે. તે ઉદ્દેશ સાધવા દોષ દૂર રાખી ગુણના કથનથી અભ્યાસીઓના ચિત્તને આકર્ષવા એમણે મહેનત લીધી છે. એમના ઉદ્દેશને લક્ષમાં લેતાં એમનાં વચનોમાં વિશ્વાસ ન રહેવાનું કારણ નિર્મૂળ થાય છે. હાલ ગુજરાતમાં કેવી કવિતા લખાય છે તેનું દર્શન વાચક આકર્ષાય એવી રીતે એમણે કરાવ્યું છે. વાંચનારની મુશ્કેલીઓ ટાળવા વિવેચન અને ટીપ્પણ આપ્યાં છે. જ્યાં જ્યાં ક્લિષ્ટતા, અગવડ કે ગુંચવણ છે ત્યાં તેમણે રસ્તો દેખાડયો છે. આથી સંગ્રહમાં આપેલાં કાવ્યો યથાર્થ વાંચી ને સમજી શકાય છે એટલુંજ નહીં પરંતુ તે કાવ્યના લખનારાઓની સમગ્ર કૃતિ વાંચવા મન દોડે છે.

રા. હીમ્મતલાલના દોહનમાં આવો પ્રયાસ પ્રથમ હોવાથી ખામી રહી ગઇ છે. રા. ગોવર્ધનરામની સ્નેહમુદ્રા અને ઇતર કૃતિમાંથી સારી પસંદગી કરવામાં આવી છે. રા. નરસિંહરાવની કવિતાની પસંદગી જે તેનાથી હજુ સારી થઇ શકત. રા. મણિશંકર, રા. બળવંતરાય અને રમણભાઇની કવિતા સંબંધે પક્ષપાત થયો હોય એમ લાગે છે. આ લેખકોનાં કાવ્યો થોડાં હોવાથી ન્યાયવૃત્તિ અડગ રહી શકી નથી. રા. નાનાલાલનાં બહુજ થોડાં કાવ્યો પસંદ કરવામાં આવ્યાં છે. ‘ વસન્તોત્સવ’માંથી એકાદ બે ખંડ લેવામાં આવ્યા હોત તો સારૂં. હરિલાલ હર્ષદરાય ધ્રુવ અને બાળાશંકર ઉલ્લાસરામને ઘણો અન્યાય થયો હોય એમ લાગે છે. ઉપોદ્‌ઘાતમાં તેમનું સહેજ સૂચન પણ નથી, તેમ તેમની કવિતાની સારી પસંદગી નથી કરવામાં આવી [1] અમને આશા છે કે બીજી આવૃત્તિમાં આ અન્યાય મટાડવામાં આવશે. રા. દેરાસરીનું નામ ઉપોદ્‌ઘાતમાં ગણાવવામાં આવ્યું છે, પરંતુ

---

૧ કુંજવિહારમાંથી એક પણ સારૂં પદ્ય એમને નથી મળ્યું !

"બુલબુલના ગાયન' માંનું એક પણ ગાયન કાવ્યમાધુર્યમાં દૃષ્ટિગોચર થતું નથી. પક્ષપાતથી કેટલાક કાઠીયાવાડી લેખકોની કૃતિ દાખલ થવા પામી છે. પણ રા. સુમન્ત જેવાની કૃતિ તો નથી. એટલું જ નહીં પરંતુ તેમના નામનું સૂચન પણ નથી. ભાષાન્તરો આ સંગ્રહમાં લીધાં છે તે ખોટું કર્યું છે. આવા સંગ્રહમાં ભાષાંતરને સ્થાન ન હોય.

રા. લલિત જેમની કવિતામાં કલાપી અને રા. ગોવર્ધનરામના યોગ્ય સંમિશ્રણથી વિષાદમય અને ભવ્ય છાપ પડી રહી છે—તેમની યોગ્ય પીછાન હજુ સુધી ન થવાથી રા. હીમ્મતલાલ ફરીયાદ કરે છે કે "માત્ર માસિકોમાં જ આવવાને લીધે અને પ્રાકૃત જનને મોહ પમાડે તેવા બાહ્ય અલંકારો મેળવવામાં બેનસીબ હોવાને લીધે તેનું નામ ઘણાજ થોડા જાણતા હશે." એમની ફરીયાદ પાયા વગરની છે. કાન્ત, કલાપી, મકરંદ, સહેની, પ્રેમભક્તિ આદિની કવિતા માસિકમાં જ આવતી હતી; તખુલ્લસથી લખતા હોવાથી 'પ્રાકૃત જનને મોહ પમાડનારા' તેમનાં અલંકારોની પણ કોઇને ખબર નહતી; છતાં તેના પોતાના ગુણોથી તે કવિતા પ્રસિદ્ધિ પામી હતી. રા. લલિતની કવિતા છુટક છુટક માસિકોમાં છુટક છુટક પ્રસંગે છપાતી હતી. તેમજ શરૂઆતથી જ બહુ આશા ભર્યાં ચિહ્ન નહોતી દાખવતી. ધીમે ધીમે રા. હીમ્મતલાલ જે ગુણો એ કવિતાના કહે છે તે ગુણો એમાં તરવા લાગ્યા. જો કે હજુ જેટલી રા. લલિતની કૃતિ પ્રસિદ્ધિમાં આવી છે, તેમાં તે ગુણો સ્થાયી અને પરિપક્વ નથી થયા. રા. લલિતનાં કાવ્યો યોગ્ય રીતે રા. હીમ્મતલાલે પણ પસંદ નથી કર્યાં. આપણા કવિઓ પોતાનાં કાવ્યોનો સંગ્રહ છપાવતાં બીહે છે અને તેથી ઘણું નુકસાન વેઠે છે. તેમની ઓળખ જનસમૂહને થતી નથી; અને તેમના પોતામાં પણ વિકાસ વધતો નથી. આથી તેઓ ઉગતા ખરી પડે છે.

ગુજરાતી કવિતાને આપણા કવિઓની અનેક પ્રવૃત્તિઓને લીધે ખમવું પડ્યું છે; રા. મણિલાલ નભુભાઇ એ તત્ત્વચિંત કરી પોતાનો રસપ્રવ,"

યથેચ્છ વહેવડાવ્યો નહીં; રા. મણિશંકર ભટ્ટ ધર્મચિંતનમાં ઉંડા ઉતર્યા અને કવિતા લખવી મુકી દીધી. રા. હરીલાલ હર્ષદરાયે પ્રાચીન શોધખોળ આદિમાં ચિત્ત આરોપી પોતાની કવિત્વ શકિત કેળવી નહીં.

રા. હીમ્મતલાલે કાવ્યોની અનુક્રમણિકા નથી આપી તેથી વાંચનારને ઘણી અગવડ પડે એમ છે. છેવટે દરેક ગુજરાતી ભાષાના અભ્યાસીઓને આ ગ્રન્થ વાંચવા ભલામણ કરીએ છીએ. માસિકોના હમેશના વાંચનારને આ સંગ્રહ પરિચિત લાગશે પરંતુ બીજાઓને તો તે ઘણો ઉપયોગી થઈ પડશે. પ્રાચીન કવિઓના અભ્યાસને પ્રાચીન કાવ્યમાળાએ સરળ કરી આપ્યો છે તેવીજ સરળતા કાવ્યમાધુર્યથી હાલની કવિતા સારૂ પ્રાપ્ત થઇ છે. નિશાળોમાં પણ આ સંગ્રહ ચલાવવાથી આપણી ઉગતી પ્રજા ગુજરાતી કવિતાનું આસ્વાસ્દન યથાર્થ પામી પોતાની ભાષા અને સાહિત્યના અભિમાની નીવડશે. પરભાષા જાણનારાઓને આપણી ભાષા શીખવા આ ગ્રન્થ ઘણી ઉપયોગી મદદ કરશે. રા. હીમ્મતલાલને તેમની મહેનત, ખંત અને વિદ્વત્તા સારૂ ધન્યવાદ આપી તેમનો પ્રયત્ન વિજયવંત થાય એવી આશા રાખીએ છીએ.

**૨ અમરુશતક**—મહાકવિ અમરૂના મુળ સાથે ગુજરાતીમાં સમશ્લોકી અનુવાદ રચી પ્રસિદ્ધ કરનાર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ. અમદાવાદ. ત્રીજી આવૃત્તિ, મૂલ્ય રૂ. ૧.

અમરૂશતકના ગુજરાતી અનુવાદની પહેલી આવૃત્તિ વિ. સં. ૧૯૪૯ ના આરંભમાં, બીજી આવૃત્તિ વિ. સં. ૧૯૫૨ માં અને ત્રીજી આવૃત્તિ વિ. સં. ૧૯૬૬ ના અંતમાં છપાઇ છે. પહેલી અને બીજી પ્રસિદ્ધિની વચ્ચે ત્રણ વર્ષનો ગાળો છે; બીજી અને ત્રીજીની વચ્ચે ચૌદ વર્ષનો ગાળો છે. આટલો લાંબો વખત કેમ લાગ્યો ? આ ત્રીજી પંચશતી કાઢતા પહેલાં ‘ હેમ પુરતી કાળજીથી શોધી લેવામાં; જ્યાં ખામી જણાઇ ત્યાં પાઠમાં જરૂરનો સુધારો કરવામાં; બે તરફના છેડામાં મુદ્દાનો વધારો કરવામાં; તાછ, ઓપ ને સોના-

ગેરૂના સંસ્કાર આપવામાં' આટલાં વર્ષો વીત્યાં હશે, નહીં કે બીજી પંચશતીને ખપતાં આટલો બધો કાળ વહી ગયો હશે.

અમરુશતક એ શું છે? અમરુ કોણ હતો? અનુવાદકારે કઇ રીતે અનુવાદ કર્યો છે? વગેરે પ્રશ્નોના ખુલાસા ત્રીજી આવૃત્તિના પ્રસ્તાવનાદિ લેખોમાંથી અવતારવા પ્રયત્ન થઇએ. અનુવાદક લખે છેઃ—

" અમરુ કવિ ઇસવી સનના સાતમા સૈકાના છેવટમાં થયો. દક્ષિણનો સુવર્ણકાર ( સોની ) હતો. એણે મુક્તકોમાંજ કવિતા રચી છે. એનાં શૃંગાર રસનાં મુક્તકોનો સંગ્રહ અમરુશતકને નામે જાણીતો છે. "

અમરુશતકમાં શિશુપાલવધની કોઇ સ્થળે છાયા જણાયાથી રા. રા. કેશવલાલ ધ્રુવ અમરુ માઘ પછી થયો એમ માને છે. માઘનો સમય તેઓ ઇ. સ. ૬૩૦–૩૫ ના અરસામાં ઠરાવે છે. ઇસવી સનના આઠમા શતકના ઉત્તરાર્ધમાં કાશ્મીરનો રાજમંત્રી અલંકારિક વામન અમરુશતકમાંનાં બે મુક્તકો દૃષ્ટાંત તરીકે ઉતારે છે. વિંધ્યાચળની પાર ઠેઠ હિમાચળના શિખર સુધી અમરુની કીર્તિને પહોંચવા ઓછામાં ઓછાં પચાસ વર્ષ લાગ્યાં હશે એમ માની તેમજ માઘનો સમય ઇસવી સનના સાતમા સૈકાના પૂર્વાર્ધમાં ગણી તેઓ અમરુ સાતમા સૈકાના છેવટમાં થયો એવી અટકળ કરે છે.

અમરુ કવિનાં વતનનું સુચન અનુવાદકને શતકના પાંચ છ મુક્તકોમાં મળી આવે છે. નાયિકાના પહેરવેશના વર્ણન ઉપરથી, શણગારસામગ્રીના ઉલ્લેખ ઉપરથી અને મલયવાયુના વહનની હકીકત ઉપરથી, તેમજ માઘકાવ્યના પરિચય ઉપરથી અમરૂ કવિ લાટગુર્જરની સમીપના પશ્ચિમ ચાલુક્યોના રાજ્યનો એટલે વાતાપી ( બાદામી ) આસપાસના પ્રદેશનો વતની હશે એવા અનુમાન ઉપર રા. રા. કેશવલાલ ધ્રુવ આવે છે.

કવિના વતનનો પત્તો મેળવ્યા પછી તેનાં વચનોમાં ખુબીદાર વિશેષતા કેવી કેવી સ્ફુરે છે તે પૃ. ૧૬–૧૭ પર વાંચવા ભલામણ છે.

અમરુ રાજદરબારનો આશ્રિત નહોતો. તે શિલ્પથી સ્વતંત્ર નિર્વાહ કરતો હતો. અમરૂશતક ઉપરની કોઈ ટીકામાં 'વિશ્વપ્રખ્યાત નાડીંધમ-કુલતિલકો વિશ્વકર્મા દ્વિતીયઃ' એવું અમરુ વિશેનું વર્ણન વાંચી ડા. પીટરસને સુભાષિતાવલિના આરંભે લખ્યું છે કે અમરુ સુવર્ણકાર હતો. સોનીની કલા ઉપરાંત સાહિત્ય સંગીત આદિ કલાઓમાં પણ તે વિશારદ હશે કારણ કે એનો રસિક ટીકાકાર અર્જુનવર્મદેવ એને 'ક્રીડાધામ્નઃ કલાનામ્' કહે છે. રા. રા. કેશવલાલ ધ્રુવને શતકમાં પદ્મરાગની અંગત માહિતી જણાય છે તે પરથી તેમજ 'પાદાગ્રસંદંશક' ના રૂપક પરથી સોનીની સાંડસીનો પરિચય થાય છે એ હકીકત પણ એને સોની ઠરાવે છે.

" સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં સુવર્ણકાર અમરૂ, કુંભકાર દ્રોણ અને માતંગ દિવાકરનાં નામો બહુ ઉપયોગી છે. એ બતાવી આપે છે કે આજથી હજાર બારસેં વરસ ઉપર આપણી સંસ્કૃત વાણી જીવતી જાગતી સર્વ પ્રાપ્ય ભાષા હતી. એ જમાનાની ઉંચી કેળવણીનું તે પ્રધાન અંગ મનાતી. શૂદ્ર અને અતિશૂદ્ર પણ એનો લાભ રાખતા, અને એનાથી પ્રાપ્ત થતી યોગ્યતાના બળે રાજાઓના અને સરસ્વતીના દરબારમાં તેઓ વિદ્વાન બ્રાહ્મણો સાથે સત્કારમાં ભાગ પડાવતા. આ રીતે સંસ્કૃત જ્ઞાન મેળવવાનો માર્ગ એ સમયમાં બહુ સરળ હતો. જનસમાજ, જે બહુ અંધકારગ્રસ્ત હોય છે, તેમાં પણ ઉંચી કેળવણીનાં કિરણો ઉંડાં ઉતર્યાં હતાં. એ ગતકાળની સંસ્કૃત જ્ઞાન અને ઉચ્ચ રસિકત્વની સર્વ સુલભતા તો ગઇ જ ! "

' સાતવાહન અને ભર્તૃહરિની પેઠે અમરુની ખ્યતિ મુક્તકવિ તરીકે જ છે. કાવ્યનું મુક્તક સ્વરુપ જ ખીલવવા પાછળ એણે સર્વ શક્તિ ખરચી છે. ' કાવ્યના બે મુખ્ય ભેદ ગણાય છેઃ પ્રબંધ અને મુક્ત. બન્ને લક્ષણે એક છે. જે પંચસંધિએ પ્રબંધનું કલેવર બંધાય છે, તે મુક્તના બંધારણમાં પણ ઇષ્ટ છે. તોપણ એ બેમાં પરિમાણકૃત ભેદ હોથી અને તેના દર્પણગત પ્રતિબિંબ જેટલો ભારે છે...પ્રબંધમાં રસની ખામી કેટલેક અંશે વાર્તાના ચમત્કારથી પુરી પાડી શકાય છે. પદ્યબંધનાં નવનવા વૈભવથી તેની ખુબીમાં વધારો સાધી શકાય છે. આવી રીતે હેમના આભરણ સંયોગને

એડીની, ચિત્રણની, ઓપની, તાછની વગેરે ક્રિયાના સંસ્કાર દર્શનીય બનાવે છે. પરંતુ ઘાટીલા, પાણીદાર ને તેજસ્વી મોતીના દાણાની ખુબી તો તેની જાતની સ્વાભાવિક જ છે. પ્રસ્તુત મુક્તની જે સુંદરતા છે તે પણ સ્વાભાવિક શક્તિથી પ્રગટતી સુંદરતા છે.'

"કાવ્યમાં મુક્તક અને શાસ્ત્રમાં સૂત્ર તે સંસ્કૃત સાહિત્યની વિશિષ્ટ સૃષ્ટિ છે. પૃથ્વી ઉપરની બીજી પ્રૌઢ ભાષાઓમાં સાહિત્ય અનેક શાખાએ વિસ્તાર પામેલું જોઇએ છીયે. પણ તેમાં એકેમાં મુક્તક અને સૂત્રની કોટિનો સંદર્ભ પાંગર્યો કે પાલવ્યો છે નહીં. ઔપચારિક ભાષામાં બોલીએ તો મુક્તક તે સૂત્રાત્મક પ્રબંધ છે. જેટલે દરજ્જે મુક્તકમાં પ્રબંધનું સ્વરૂપ સચવાય તેટલે દરજ્જે તે પ્રબંધની કોટિના કાવ્ય નામને લાયક લેખાય. પ્રબંધના લક્ષણથી રહિત મુક્તક પદ્ય છે, પણ કાવ્ય નથી એટલે મુક્તક નથી. પ્રબંધ અને મુક્તકનો આ શાસ્ત્રીય સંબંધ–ધમ્મપદ અને મહાભારત, શાકુન્તલ અને ગાહાસત્તસઇના પરસ્પરના ઇતિહાસથી સમર્થન પામે છે. ધમ્મપદાદિ જુનાં મુક્તકોમાં પ્રબંધ સ્વરૂપ જે અપરિસ્ફુટ છે તે અમરુનાં મુક્તકોમાં સ્ફુટ થાય છે.

'અમરુનાં મુક્તકો ત્રણ ભાગમાં વહેંચાઇ જાય છે:–ભોગવિલાસનાં, રીસામણાંમનામણાંનાં અને સંયોગવિયોગનાં. પહેલા પ્રકારનાં મુક્તકો બહુ ઉન્માદક છે; છતાં અકામના સ્પર્શથી લેશમાત્ર પણ દૂષિત નથી. બીજા પ્રકારનાં મુક્તકોમાં હિન્દુ ઘરસંસારનાં અનેક સ્નેહાર્દ્ર ચિત્રો આલેખાય છે, જેની ખુબી સમજવા આર્યહૃદય અપેક્ષિત છે. ત્રીજા પ્રકારનાં મુક્તક અત્યંત કોમળ અને દ્રાવક છે.'

સાતવાહન, ભર્તૃહરિ, અમરુ અને ગોવર્ધન–' એ ચાર મુક્તકકવિમાં રસના મધુર પરિપાકને માટે, ભાવની દ્રાવક આર્દ્રતાને માટે, કાર્યના વિસ્તારી પુષ્ટપણાને માટે, સંવિધાનની સુન્દર મોહકતાને માટે, પ્રસંગની ચમત્કારી નવીનતાને માટે, શૈલીના મનોહર પ્રસાદને માટે અને વાણીની કલિલિત સાદાઇને માટે પ્રથમ પદવી અમરુશતકના કર્તાનેજ ઘટે છે. મુક્તકની રચ-

નામાં અમરૂએ જે સિદ્ધિ મેળવી છે, તે અદ્ભુત અને અદ્વિતીય છે. કોઇનાં પણ મુક્તક રસથી ઉભરાઇ જઇ પ્રબંધની કીર્તિ મેળવવા પામ્યાં હોય, તો તે અમરુનાં છે': अमरुककवेरेकः श्लोकः प्रबन्धशतायते । અને ધ્વન્યાલોકકારનો મત—अमरुकस्य कवेर्मुक्तकाः शृंगाररसस्यन्दिनः प्रबन्धायमानाः प्रसिद्धाः એને પુષ્ટિ આપે છે.

અમરુશતક અલંકારશાસ્ત્રના દાસ ન બનનારા સ્વતંત્ર કવિની પ્રસાદી છે. અમરુની સંસ્કારી પ્રતિભા અલંકારિકોની બાંધેલી મર્યાદાને ક્યાં ક્યાં સાંકડી નીવડાવે છે તેનાં ઉદાહરણ અનુવાદકે પૃ. ૨૩ મે આપ્યાં છે. અને એ પ્રતિભાના ચમત્કારથી મુગ્ધ થયેલા અનુવાદકથી પ્રશ્ન રૂપે ઉદ્ગાર નીકળી જાય છે: " ક્યાં નૈસર્ગિક પ્રતિભાના બળે વિહરનારા કવિ અને ક્યાં પારકી પાંખે ઉડનારા આલંકારિક ? "

પાશ્ચાત્ય સંસ્કૃતિના સંસર્ગે થયેલી જાગૃતિના પરિણામે જે નવીન પ્રકારની કવિતા હાલમાં ગુજરાતમાં અસ્તિત્વમાં આવી છે તેનું પરીક્ષણ એ પ્રાચીન આલંકારિકોના ધોરણ પર કરનારાઓ અમરુના સંબંધની આ હકીકતથી શીખામણ લેશે એવી આશા વ્યર્થ નહીં રાખવામાં આવે.

ઉપોદ્ઘાતમાં અમરુશતકના ટીકાકાર અર્જુનવર્મદેવ ને વેમ ભૂપાલ વિશે પણ રા. રા. કેશવલાલ ધ્રુવે જાણવાજોગ હકીકત એકઠી કરી આપી છે. પરિશિષ્ટમાં અમરુને નામે ચડી ગયેલા પણ વસ્તુતઃ બીજાઓના રચેલા શ્લોકોની યાદી આપી છે એટલુંજ નહીં પરંતુ તે તે રચનારાઓ વિશે પણ મળી આવી તેટલી હકીકત પ્રગટ કરી છે.

પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં અનુવાદના ધોરણનું દિગ્દર્શન કરાવ્યું છે: " કાવ્યનો આત્મા જે ધ્વની મનાય છે, તેનો સાક્ષાત્કાર કરાવવાનો અહીં અમારો મુખ્ય પ્રયાસ છે. આ પ્રયાસમાં પ્રસિદ્ધ સાંપ્રદાયિક પાઠ જ્યાં જ્યાં સંગતિ અને ઔચિત્યના વિરૂદ્ધ જણાયા ત્યાં ત્યાં ગ્રંથાતરમાંથી શુદ્ધ પાઠ શોધી કાઢી મુળમાં અમે ઘટિત ફેરફાર કરી લીધો છે. કોઇ કોઇ સ્થળમાં મળી આવતા પાઠ માત્ર દૂષિત દીઠા ત્યાં વિશુદ્ધ રસ સમાધિમાં

સ્ફુરતા કવિતા નિગૂઢ અંતર્ભાવના પ્રકાશની સહાયતાથી પાઠ શુદ્ધ કરી કવિની મૂર્છિત બનેલી વાણી રસના પુનઃ પ્રબોધથી સજીવન–સતેજ કરી છે. ”

શ્લોકના સંગ્રહ અને પરિત્યાગમાં તથા પૂર્વાપર ગ્રથનમાં ટીકાકારો અને પ્રકાશકોને બાજુ પર મુકી અનુવાદકે ૧૦૨ મુકતક અનુવાદ માટે ઉદ્ધાર્યાં છે. ઉપરાંત બીજાં ૧૪ મુકતક તારવી કાઢી પુરવણીમાં લીધાં છે; અને ૪૭ શ્લોક તજી દીધા છે.

**૩ બંગ–ભાષોપદેશિકા** પ્રથમ ભાગ, મૂલ્ય ૦–૧૦–૦, કર્તા પંડિત વાડીલાલ ડાહ્યાભાઇ, શ્રી કાશી.

ભારતવર્ષની વર્તમાન ભાષાઓમાં બંગાળી ભાષાનું સાહિત્ય વિપુલ, સમૃદ્ધ અને વિવિધ પ્રકારનું છે. આજ વર્ષો થયાં એ સાહિત્યના ગ્રંથોનાં ભાષાંતરો આપણી ભાષામાં થયા કરે છે. નારાયણ હેમચંદ્રે શરૂ કરેલો પ્રવાહ દિવસે દિવસે વધતો જાય છે. આમ છતાં બંગાળીલીપી જુદી હોવાથી શીખનારને શિક્ષકની જરૂર પડતી. હિંદી મારફત બંગાળી શીખવાનું પુસ્તક છપાવાથી કેટલીક રીતે સગવડ થઇ હતી તો પણ ગુજરાતી મારફત બંગાળી શીખવે એવા પુસ્તકની ખોટ રહી જ હતી. રા. રા. નર્મદાશંકર બાળાશંકર પંડ્યાએ ( સુરતવાળા ) એવું એક પુસ્તક તૈયાર પણ કર્યું હતું અને કલકત્તે છાપવા મોકલ્યું હતું પણ કેટલાંક કારણોસર તે પ્રસિદ્ધ થયું નથી. પરંતુ હાલમાં એ ખોટ કાશીમાં વસતા ગુજરાતી જૈન પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ બંગભાષોપદેશિકાનો પ્રથમ ભાગ પ્રગટ કરી દૂર કરી છે. આનંદની વાત છે કે એમણે ઉકત ગ્રંથનો બીજો ભાગ અને બંગાળી –ગુજરાતી કોષ પણ તૈયાર કર્યા છે. આથી ગુજરાતીઓને બંગાળી ભાષાનો અભ્યાસ કરવાનું અને બંગાળી સાહિત્યનો સહવાસ સેવવાનું સુગમ થશે. જેમની શકિત અને વૃત્તિ બંગાળી સાહિત્યનાં રત્નોને ગુજરાતી ભાષામાં લાવવાની હશે તેમને પણ આ ગ્રંથો મદદગાર થશે. પંડિત વાડીલાલના ગ્રંથને આ રીતે વધાવીએ છીએ તેમજ પરદેશમાં રહ્યા છતાં પોતાની જન્મભાષાની સેવા કરવા ખાતર પણ એઓ ધન્યવાદને પાત્ર છે.

તેમના અને તેમના પતિના મનોરથો ધ્વસ્ત થયા. અનેક વર્ષોથી કરેલી તૈયારી આંખના પલકારામાં હતી ન હતી થઈ ગઇ. સ્વ વસંતબા દ્વારા ગુજરાતી સાહિત્ય અને સમાજની સેવા થવાની આશા ફળીભૂત ન થઇ એટલું જ નહીં પણ તેમના મૃત્યુથી એકાકી થએલા તેમના પતિની તેમના સાહચર્ય દ્વારા ગુજરાતના જીવનની વિવિધ સેવાઓ કરવાના મનોરથો પણ ખંડિત થઇ ગયા હશે. રા. ચન્દ્રશંકરના આ બેવડા દુઃખમાં—સહચારિણીના મૃત્યુથી અને મનોરથોની મૂર્છાથી થએલાં દુઃખમાં આશ્વાસનરૂપ અમારી સહાનુભૂતિ નીવડતી હોય તો અમે અત્ર તે દર્શાવીએ છીએ. પત્નીની વાંચનાભિરૂચિ પોષવા વિદ્યાર્થીદશામાં પણ પતિ પોતાની સમક્ષ પત્ની પાસે પુસ્તકો વંચાવી તેની વિચારશકિત પ્રદીપ્ત કરતો—પત્નીને " આત્માવિર્ભાવ" ની અનુકૂલતા કરી આપતો. આ સ્થિતિમાં પત્નીએ " મેરાતુલ અરૂસ " નામની ઉર્દુ કથાનું પારસી ગુજરાતીમાં થએલું ભાષાંતર વાંચ્યું. એમાં બે બહેનોની કથા છે અને તેમાંએ નાની બેન સદ્ગુણલક્ષ્મીની કુલોદ્ધારિણી કથા વિશેષ છે. કથામાં કે એના પ્રસંગોમાં કે ચારિત્ર્યનિરૂપણમાં ચમત્કાર નથી પણ સર્વ સામાન્ય જનસમૂહને હંમેશના પરિચયનું લાગવાથી સુધારણાની પ્રેરણા કરનારૂં અને પ્રાપ્ત કરી શકાય એવો આદર્શ દર્શાવનારૂં છે. સદ્ગુણલક્ષ્મી ગુણસુંદરી કરતાં જયકુમારી જેવી વિશેષ છે છતાં પણ એની સરળતા, એની મમતા, એની મીઠાશ, એનો આત્મવિશ્વાસ અને મનોબળ, એના દિલની મોટાઇ, એની કુલીનતા, એની વ્યવહારકુશલતા, એની નમ્રતામાં સમાએલી મહત્તા વગેરે ગુણો એવા છે જે નિરંતર આદરપાત્ર થાય છે જ. આમ હોવાથી દંપતીને એ ગ્રંથ ગમ્યો પણ પતિને સાથે સાથે લાગ્યું કે પારસી ગુજરાતીને લીધે આ ગ્રંથ હિન્દુકુટુંબોમાં જોઇએ તેટલું આદરમાન નહીં પામે. માટે જો તે સરળ હિન્દુ ગુજરાતી ભાષામાં લખાયો હોય તો એમાં રહેલાં બોધ અને રસ અનેક કુટુંબોને સુખી કરી શકશે. પતિએ સૂચના કરી અને પતિવ્રતાએ તેનો અમલ કર્યો. આખો ગ્રંથ સાદ્યંત વાંચી જવાય છે. મુળનો રસ કાયમ રહ્યો છે અને સ્વ. વસંતબાની સરળ સ્વાભાવિક સંસ્કારી અને મીઠી ભાષાથી વાર્તા વધારે મનોહર બની છે. મુળના સંસ્કારો વિશાળ વાચન,

## ૫ મુદ્રારાક્ષસ.

મુંબઈ યુનીવર્સીટીના કૉનવોકેશન હૉલમાં બીજી સાહિત્ય પરિષદને પ્રમુખસ્થાનેથી પોતાની વિદ્વત્તા ગજાવનાર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ગુજરાતી ભાષા બોલનારી આલમમાં ઉત્તમ વિદ્વાન તરીકે પંકાય છે. આજ ઘણાં વર્ષો થયાં સંસ્કૃત ગ્રંથોના ઉજ્જવલ ભાષાન્તર કરનાર તરીકે એમની ખ્યાતિ પ્રસરી રહી છે એવા એકાદ ભાષાન્તરની બીજી આવૃત્તિનું અવલોકન કરનારને ખાસ કહેવાપણું રહેતું નથી. પરંતુ મુદ્રારાક્ષસના ગુજરાતી ભાષાન્તરની બીજી આવૃત્તિના ઉપોદ્ઘાતમાં જે જે વિષયો ચર્ચ્યા છે તેમનું દિગ્દર્શન કરાવવાના હેતુથી આ સંક્ષેપ નોંધ લેવાઇ છે.

સાંભળ્યું છે કે મુદ્રારાક્ષસના ભાવ, વસ્તુસંકલના, ઉદ્દેશ, શબ્દાર્થ વગેરે યથાર્થ સમજી શકાય એટલા ખાતર તેની અગાઉ અને પછીનું ૫૦૦ વર્ષનું સાહિત્ય રા. કેશવલાલે વાંચ્યું હતું. શબ્દોના હાડપિંજર ઉપરથી તેમનો જીવન ઇતિહાસ આલેખનાર શબ્દશાસ્ત્રી ( Philologist ) આવી મહેનત લે એ સ્વાભાવિક છે.

જે જમાનામાં મુદ્રારાક્ષસ રચાયું ત્યારનું રાજકીય, ધાર્મિક અને સાક્ષર દર્શન ઉપોદ્ઘાતમાં કરાવ્યું છે. મી. સ્મીથકૃત " હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ " Early Historyof India by V. Smith મિસ ડફ કૃત Chronology of India હિંદુસ્તાનનાં ઇતિહાસની કાળગણના અને પોતે વાંચેલા સંસ્કૃત સાહિત્યના ગ્રંથો ઉપરથી આ ઉપોદ્ઘાત લખવામાં આવ્યો છે.

વિશાખદેવના આશ્રયદાતા મોર અવંતિવર્મા વિશે મુદ્રારાક્ષસના ભરત વાક્યમાં લખેલું છે કેઃ—

---

ભાષાન્તર કર્તા રા. રા. કેશવલાલ હર્ષદરાયવ. બી. એ: ૧૯૦૮ કિંમત રૂ. ૧-૦-૦

" ને હાવાં હુણકેરો ઉદધી ઉલટતો લીધ શોપી અમાપે
તે દેવના અવંતિ વરમ ચિર મહી પ્રૌઢ પાળો પ્રતાપે. "

આ ઉપરથી ઇ. સ. ના છઠ્ઠા શતકનું ઉત્તરાર્ધ ઇતિહાસકારો અંધકાર ગ્રસ્ત ગણે છે તે સંબંધી એમણે પ્રકાશ નાંખ્યો છે. ગુપ્તોના વખતથી હિંદ ઉપર ચઢી આવતા અને હાર જીતની દશીવીશી ખમતા હુણો આ વખતમાં પાછું આક્રમણ કરે છે અને તે કાન્યકુબ્જ અને થાનેશ્વરના રાજાઓ પાછું હઠાવે છે એવો મત રા. કેશવલાલે રજુ કર્યો છે આવા ક્ષાત્રોદ્દીપક પ્રસંગમાં લખાયેલા નાટકનું વસ્તુ રાજકીય વિષયોને લગતું હોય જ એવો ખુલાસો થાય છે.

કુશાન દેવપુત્ર કનિષ્કના જમાનાથી બૌધ્ધ ધર્મ એશીયામાં ઝડપથી ફેલાતો જતો હતો. આર્ય સંસ્કૃતિ અનેક સંસ્કૃત અસંસ્કૃત પ્રજાને સંસ્કાર આપી જાગૃત કરતી હતી. ભારતવર્ષમાં બૌધ્ધો અને બ્રાહ્મણોની સ્પર્ધા સખ્ત જુસ્સાથી ચાલતી હતી. આ સર્વનું આબેહુબ વર્ણન વાંચવા ઉપોદ્‌ઘાત જ જોવો એવી અમારી ભલામણ છે. મુદ્રારાક્ષસ નાટકમાં પણ આ સ્પર્ધા તેમ જ વખતે વખતે થયેલાં સમાધાનનાં પ્રતિબિમ્બ પડેલાં છે ( જુઓ પૃષ્ઠ ૧૫-૧૬ )

સંસ્કૃત સાહિત્યમાં મુદ્રારાક્ષસ કયું સ્થાન ભોગવે છે તેનો નિર્ણય પણ ઉત્તમ રીતે થયો છે. નાટકો પ્રયોગબંધ અને પ્રકરણ હતાં તેને, બદલે તેમની ગણના હવે કાવ્ય તરીકે થવા લાગી હતી. પ્રેક્ષકો હવે વિશેષજ્ઞ વિદ્વાનો થવા લાગ્યા હતા. એટલે દ્રશ્યતા મટી કવિત્વના આડંબર અને નટખેલ બતાવવા પર લેખકો વિશેષ લક્ષ આપતા. તોપણ " મુદ્રારાક્ષસમાં નાટકગત કલાવિધાનનો વિકાસ થયેલો માલુમ પડે છે. કાલિદાસના અંકમાં સ્થળ બદલાતું નથી, અર્થાત્ તેના અનેક પ્રવેશો પડતા નથી × × વિશાખ દેવનો અંક અનેક પ્રવેશોમાં આપોઆપ વેહેંચાઇ જાય છે. ×××× કલા વિધાનમાં બીજી એક મહત્વની નવીનતા પતાકાનો વિસ્તાર છે. × × × × કવિની કલાની વિશિષ્ટતા માત્ર નિરૂપણમાં પરખાઇ આવે

છે. બીજાં નાટકોમાં બહુધા એકલ પાત્રો હોય છે જ્યારે મુદ્રારાક્ષસમાં પાત્રોનાં જોડકાં છે. ×××× કર્તાની કુશળતા જેમાં સવિશેષ દીસી આવે છે તે મુદ્રારાક્ષસનું સંવિધાન છે. કાર્યની એકતા એ નાટક માત્રનું સામાન્ય લક્ષણ છે પરંતુ મુદ્રારાક્ષસમાં એ એકતા અસાધારણ પ્રકાશે છે. ×××× કાર્યની એકપરતાનાં આવાં અદ્‌ભુત દ્રષ્ટાંત દ્રશ્ય સૃષ્ટિમાં બીજાં છે નહીં. પ્રસ્તુત નાટકમાં વસ્તુની એકતા પણ કાર્યની એકતા જેવી ચમત્કારી છે. ×××× મુદ્રારાક્ષસમાં કાર્યનો વેગ બહુ ખુબીદાર છે."

આ નાટકનું કલેવર કેવળ રાજનીતિનું બંધાયેલું છે. × × અર્થ સિદ્ધિથી ભિન્ન સિદ્ધિ એના પાત્રને ઇષ્ટ નથી. નાટકમાં નીતિનું લક્ષ્ય કાંઇક આવું છે. "અહીં અમુક પુરૂષના લોભની કે કામની તૃપ્તિ ઈષ્ટ નથી; પરંતુ ધન અને બળના મદમાં અંધ બની ગયેલા રાજાઓને મુળમાંથી ઉખેડી નાંખી શૂન્ય સિંહાસને લાયક ભૂનાથ સ્થિર કરી વિશ્વનો ઉદ્ધાર કરવો એજ નિર્દેશ્ય છે. એ મહત્વના કાર્યની સિદ્ધિને અર્થે ચાણક્યે જે માર્ગ લીધો છે તે કુટિલ તો છેજ, તોપણ ન્યાયની દૃષ્ટિએ તેના લાભમાં કહેવું જોઇએ કે તે ખુની નથી પણ ખુનરેજી અટકાવનાર છે" જો કે નાટકમાં શાઠ્યનીતિનો પ્રયોગ કર્યો છે, તો પણ તેની દુષ્ટતા છાવરવા કોઇ સ્થળે પ્રયત્ન છે નહીં બલ્કે ઉચ્ચ પાત્રની ઉચ્ચતા પ્રદર્શિત કરવાની એકે તક એમાં જવા દીધી નથી."

કર્ણસુન્દરી. માલવિકાગ્નિમિત્ર, પારિજાત પરિમલ વગેરે જેવું મુદ્રારાક્ષસ ઐતિહાસિક નાટક છે; છતાં પુરાવિદોનું તે તરફ લક્ષ નથી ખેંચાયું, એટલા માટે ભાષાન્તરકાર કેટલીક હકીકત તારવી કાઢે છે.

શિલાલેખો, તામ્રશાસનો, સિક્કાઓ અને પરદેશીઓની નોંધોના અભ્યાસમાં હજુ એટલું બધું કરવાનું છે કે પાશ્ચાત્ય આર્યશાસ્ત્રી (Indologists) નું ધ્યાન અત્યત્ર સાહિત્યના ઐતિહાસિક અભ્યાસથી વિમુખ રહેજ. જે પ્રદેશમાં એઓ કામ કરે છે તેમાં એટલા થોડા કામ કરનારા છે અને છે તેમાંથી પણ ઘટતા જાય છે કે નવી બાબત હાથ ધરાયજ નહીં. નવા કામ કર-

નારાઓ મળે એટલા ખાતર મી. ફ્લીટે બે ત્રણ વર્ષ ઉપર આપણા દેશીઓને સબળ અપીલ કરી હતી તેમજ New Imperial Gazetteer ના બીજા ભાગમાં લખેલા લેખમાં પણ એમની એજ વિનંતિ છે. પણ " સુંઠને ગાંગડે ગાંધી થનાર " થોડું વાંચતાં લખતાં આવડ્યું એટલે કવિ, નાટ્યકાર, નવલકથાકાર, વર્તમાન પત્રના અધિપતિ જ્યાં થવાતું હોય ત્યાં વિદ્વત્તા ઉપર બીલકુલજ લક્ષ ન અપાય અને તેની જરાપણ કદર ન થાય. સાહિત્ય ઉપરથી ઐતિહાસિક હકીકતો તારવી કાઢવાનું કામ મદ્રાસમાં સારૂં ચાલે છે. Indian Antiquary નાં પાનાં સાખ પુરે છે.

રા. રા. કેશવલાલે મુદ્રારાક્ષસમાંથી ચંદ્રગુપ્તનો જમાનો તારવી કાઢ્યો છે. ચંદ્રગુપ્ત વિશે હિંદુ, બૌદ્ધ, જૈન અને ગ્રીક ગ્રંથોમાં અનેક દંતકથાઓ કહેવાયેલી છે. વિશાખદેવે ક્યાંથી પોતાની વસ્તુ સામગ્રી મેળવી હતી તે નક્કી કરવા જોઇતાં સાધન પ્રાપ્ત થયાં નથી એટલે ફક્ત દંતકથાઓમાં મુદ્રારાક્ષસની અંદર આલેખેલો વૃતાંત ઉમેરવાથી ભવિષ્યમાં મૌર્ય સમ્રાટ્ ચંદ્રગુપ્તનો સમય ઇતિહાસની દ્રષ્ટિથી લખવા સરલતા થશે. ચંદ્રગુપ્ત, ચાણક્ય અને બીજાં પાત્રો વિશે જે સવિસ્તર ચર્ચા રા. રા. કેશવલાલે કરી છે તે એમના ઉપોદ્‌ઘાતમાં જ વાંચવાની જરૂર છે.

ચાણક્ય સંબંધી એમણે ઘણી હકીકતોનો સંગ્રહ કર્યો છે. કામસૂત્રકાર વાત્સાયન મુનિ અને નૈયાયિક વાત્સાયન અને ચાણક્ય એ ત્રણે એકજ છે, એમ એમનું કહેવું છે. એમની વિદ્વત્તા પ્રત્યે અમને અતિશય માનબુદ્ધિ છે છતાં આ કથન અમને સંદિગ્ધ લાગે છે. " કામસૂત્ર " માં કુન્તલ સાતકર્ણીનું નામ આવે છે. મત્સ્યપુરાણમાં આપેલી સાતકર્ણીઓની વંશાવલીમાં કુન્તલનું નામ છે, પણ રાજ્ય કર્યાનાં વર્ષો આપ્યાં નથી. તો પણ સ્મીથે ગણત્રી કરી છે એ ગણત્રી પ્રમાણે અથવા થોડી વધઘટ કરતાં પણ કુન્તલ અને ચન્દ્રગુપ્ત સમકાલીન ઠરતા નથી. ભરહુતનો સ્તૂપ બંધાયો તે અરસામાં કામસૂત્ર રચાયું હોય એમ લાગે છે. આ પ્રશ્નમાં ઉંડા ઉતરવાની અગત્ય છે. ભાષાન્તરકારે કામસૂત્ર ઉપરથી વિવિધ કલ્પના કરી છે. ચાણક્ય અને વાત્સાયન ભિન્ન ઠરે તો તે ખોટી પડશે. ગૌતમના

ન્યાયસૂત્ર ઉપર ભાષ્ય રચનાર પક્ષિલ સ્વામી પણ ચાણક્ય જ છે એવું કહેવામાં આવ્યું છે; બાદરાયણ સૂત્રો પછી ગૌતમ સૂત્રો લખાયાં છે અને બાદરાયણનો સમય ચંદ્રગુપ્તના સમય પછીનો ગણાય છે. આ ઉપરાંત ડા. ભાંડારકરનું એમ માનવું છે કે ઇ. સ. ના ચોથા શતક પછી "સ્વામી" એવું બિરૂદ વિદ્વાનોમાં પ્રચાર પામ્યું હતું. આ ઉપરથી પક્ષિલસ્વામી અને ચાણક્ય જુદા ઠરે છે." ઉપાધ્યાય નિરપેક્ષા નામની ટીકા લખનારના કહેવા ઉપરથી જ રા. રા. કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાને વિશેષ તપાસ કર્યા વિના આવી વાતો કેમ લખી હશે.

આ ઉપરાંત પણ ઘણી હકીકત નાટકમાંથી તારવી ઉપોદ્‌ઘાતમાં સમાવી છે. કોલેજોમાં શીખતા વિદ્યાર્થીઓને રા. રા. કેશવલાલનું ઇંગ્લીશ ટિપ્પણવાળું મુદ્રારાક્ષસ જેટલું ઉપયોગી છે તેટલો જ પ્રસ્તુત ભાષાન્તરનો ઉપોદ્‌ઘાત ઉપયોગી છે.

ઉપોદ્‌ઘાતની ભાષા ઉપર સંસ્કૃત ગદ્ય ભાષાની પ્રકૃષ્ટ અસર છે. ઉપોદ્‌ઘાતનો ઐતિહાસિક ભાગ રાખવા ઉત્તમ ભાષા વાપરી છે, છતાં પણ તે અંગ્રેજીમાં લખેલા ઇતિહાસોની જોસદાર અને જ્વલંત vivid (વીવીડ) ભાષા આગળ પોચી અને ખુટતી લાગે છે. આપણી ભાષામાં આ રીતે કેટલી બધી ન્યૂનતા છે તે જણાય છે.

ભાષાંતરની ભાષા સરળ અને રસભરી છે. ગદ્ય તો મુળ કરતાં ઘણું જ સરળ અને સચોટ છે, સંસ્કૃતની સમાસ રચના ભાષાંતરમાં અદ્રશ્ય થઇ જાય છે અને રસ પ્રવાહ અખંડિત વહે છે. પ્રાકૃતને બદલે જે ભાષા વાપરી છે તે આપણી ભાષાના ઇતિહાસજ્ઞ રા. રા. કેશવલાલ સિવાય કોઇ વાપરી શકે એમ નથી. રૂઢ તળપદા શબ્દો અને પ્રયોગો વાપરી પ્રાકૃતની ઝમક અને વિશિષ્ટતા આણવામાં આવ્યાં છે. લિપિ બાળબોધ રાખી છે.

ભાવનગરના રા. રા. સવાઇલાલ છોટાલાલ વહોરાના ભાષાંતર સાથે આ ભાષાંતર વિશાખદત્તના નાટકનું બીજું ભાષાંતર છે.

(આર્યધર્મપ્રકાશ. પુસ્તક ૩૭ અંક ૫ મો. ફાલ્ગુન સંવત ૧૯૬૫)

૬. **સાચું સ્વપ્ન**—કર્તા, રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧–૮–૦.

શતકો પર્યંતના અજ્ઞાતવાસ પછી કૌટિલ્યના અર્થશાસ્ત્રનું અને ભાસનાં નાટકોનું પ્રાકટ્ય આર્ય સંસ્કૃતિના ઇતિહાસની ઉકેલણી અને ગોઠવણીની તવારિખમાં નાનોસુનો પ્રસંગ નથી. વિદ્વત્તા અને રસિકતા એ ગ્રંથો પ્રત્યે આકર્ષિત થવી જોઇએ તેવી થતી જાય છે. કૌટિલ્ય ગ્રંથનું ભાષાંતર હિંદુસ્થાનની વર્તમાન દેશભાષાઓમાં થયાનું જાણમાં નથી પરંતુ નરેંદ્રનાથ લૉ, રાધાકુમુદ મુકર્જિ, પ્રમથનાથ બાનર્જિ જેવા બંગાળી વિદ્વાનોએ એ ગ્રંથ ઉપરથી અંગ્રેજીમાં ગ્રંથો લખી આર્ય ઇતિહાસના એક ઉજ્જવલ અને ભવ્ય પ્રકરણને પ્રકાશમાં આણ્યું. કૌટિલ્ય રાજ્યવ્યવસ્થા અને રાજનીતિ અને કેટલેક અંશે લોકસ્થિતિનો ખ્યાલ આપે છે—અલબત આ સર્વના પ્રેરક અને ફળરૂપી માનવસ્વભાવ એ ગ્રંથમાં નિગૂઢ છે અને તેનું નિરૂપણ પણ થશે. આમ પરોક્ષ રીતે નહીં પણ પ્રત્યક્ષ રીતે આર્યોનાં હૃદયનું દર્શન કરાવવાની તક ભાસના નાટકોએ આપી છે. એનાં તેર નાટકો પ્રાપ્ત થયાં છે કવિ પોતાના સમયનું ચિત્ર તો આપે જ છે પણ એ સાથે સાથે તત્કાલીન આર્ય હૃદય ખુલ્લું કરે છે અને એ રીતે મનુષ્યની સનાતન લાગણીઓનું સુંદર દર્શન કરાવે છે. કૌટિલ્ય, વાત્સાયન, ભાસ, કાળીદાસ આદિના ગ્રંથો લઇ આર્ય હૃદય અને બુદ્ધિનું અનેક રંગોવાળું ચિત્ર કોઇ આંકશે તો તે રમણીય, ઉત્તેજક, અને બોધક નીવડ્યા વિના રહેશે નહીં.

સાક્ષરશ્રી કેશવલાલ અને ગોવર્ધનરામે ગુજરાતને સંસ્કૃત સાહિત્યના પરિચયમાં રાખ્યું છે અને તદ્દન વેપારીપણાથી થતી અસંસ્કારિતાથી વણિક્ ગુજરાતની અધોગતિ થતી અટકાવી છે. સરસ્વતીચંદ્રમાં સ્થળેસ્થળે વેરાયેલાં સંસ્કૃત અવતરણોથી સંસ્કૃત સાહિત્યની વિવિધતા અને સમૃદ્ધિનું ભાન થતાં ઉપરાંત માનવ-જીવનના કેવા નાના મોટા પ્રસંગોના ઉદ્ભેદથી એ સાહિત્ય ભરપુર છે અને એ સાહિત્યના નિર્માતાઓ કેવું સંપૂર્ણ જીવન જીવ્યા હતા, તેની પ્રતીતિ થાય છે. ગી

ગોવિંદ, અમરુશતક, મુદ્રારાક્ષસ, પરાક્રમની પ્રસાદી, પ્રિયદર્શના અને સાચું સ્વપ્ન એ સાક્ષરશ્રી કેશવલાલના ઉત્તમ સંસ્કૃત ગ્રંથોના ગુજરાતી તરજુમાઓ છે. એ સર્વેમાં વહેતો રસ નિરનિરાળો છે. 'ગીતગોવિંદ' માં જે શૃંગાર છે તેનાથી અધિક વિશુદ્ધ અને મર્મસ્પર્શી તથા ઉંચો શૃંગાર 'સાચાસ્વપ્ન' માં છે. આ સર્વ પ્રકારના રસમાં નિમગ્ન થઇ કવિઓના હૃદયો સાથે પોતાનું હૃદય એક કરી તેમની કૃતિઓ ગુજરાતી ભાષામાં સ્વયંભૂ જ લખવા એમણે પ્રયત્ન કર્યો છે અને એમાં મોટે અંશે સફળ થયા છે એવી એમની કીર્તિ ગુજરાતમાં હવે જગજાહેર છે. આ સર્વે ગ્રંથોના વિહંગાવલોકનથી કોઇને એમ લાગશે કે ભાષાશાસ્ત્રી–વ્યાકરણ-શાસ્ત્રી પંડિતે પાઠાંતરોની અટપટી ચર્ચા કરવા લખ્યા હશે પણ હૃદય જ્યારે સાનુકંપ હોય ત્યારે મનુષ્ય તરિકે એ ગ્રંથો વાંચતાં ભાષાંતરકારના હૃદયમાં બુદ્ધિની ક્રીડાઓ કરતાં રસનાં પુર કેવાં વહે છે તેનો અનુભવ થશે. બુદ્ધિ અલબત કોઇ કોઇવાર સરજોરી કરી રસમાં ક્ષતિ કરે છે તો પણ એકંદરે રા. રા. કેશવલાલની લોકપ્રિયતાનું કારણ એમની પંડિતતા નહીં પણ કવિત્વ છે. 'સાચાં સ્વપ્ન' નું વાચન એક બેઠકે, ચરણટીપ્પણો વાંચ્યા વિના કરવાથી જે આનંદ થશે તે રા. રા. કેશવલાલના કવિત્વની સાક્ષી આપશે.

નાટકનું વસ્તુ બહુજ સાદું તેમજ તત્કાલીન આર્યોને અતિશય પરિચિત હતું. વત્સરાજ ઉદયનની કથા શતકો લગી આર્ય હૃદયને સંચલિત કરતી હતી. એ કથામાંથી પ્રેમ, પરાક્રમ, વિદ્યા, સ્વામીનિષ્ઠા પાતિવ્રત્ય, ચક્રવર્તિત્વ પ્રાપ્તિની આકાંક્ષા, કુટુંબસ્નેહ વગેરે વગેરે ભાવો મૂર્તિમંત કરાઇ આર્યજીવન આદર્શ મેળવી શકતું. ઉદયને વાસવદત્તાનું પાણિગ્રહણ કર્યું એજ વૃત્તાંત **Romantic** છે ! કોઇ પણ યુગના કવિની લાગણીઓ જગાડે એવું છે. રામ અને સીતા જેવાં એકનિષ્ઠ દંપતીના જીવનમાં ઉદયનને ચક્રવર્તિ બનાવવાનો અમાત્યોનો લોભ ( કે મહેચ્છા ? ) ભંગ પાડે છે. યૌગંધરાયણ અને રુણ્મવાન આપણી રાજ્યનીતિના પ્રતિનિધિરૂપ અમાત્યો છે.

આજ પણ ગુજરાતના દેશી રાજ્યોમાં એઓજ આદર્શ રૂપે લેખાય છે– ગ્લેડસ્ટન, બિસ્માર્ક કે કેવુર નહીં. રાજચિંતા, રાજ્યચિંતા નહીં એ એમનો જીવનવ્યવસાય. પણ તે કાળે રાજા અને પ્રજા જુદાં નહોતાં. રાજા કુટુંબનો 'ઘરડેરો' હતો અને પ્રજા કુટુંબની સંતતિ હતી. રાજાનો ઉત્કર્ષ તે પ્રજાનો ઉત્કર્ષ હતો. રાજાને થોડી તકલીફ આપી તેનો વૈભવ વધારવો, તેની આણ સમુદ્રપર્યંત ફેરવવી અને તેને ગૃહસ્થાશ્રમમાં સુખી બનાવવો એ અમાત્યોનું કર્તવ્ય હતું.

મગધરાજકુમારી પદ્માવતી સાથે લગ્ન થાય તો ઉદયન ચક્રવર્તી થશે એવું સિદ્ધોનું વચન હતું. જ્યાં લગી વાસવદત્તા જીવતી હોય ત્યાં લગી ઉદયન બીજી સ્ત્રીનું પાણિગ્રહણ કરે એમ નહોતું. ઉદયનના ઉત્કર્ષ માટે કપટ આચરવા યૌગંધરાયણે વાસવદત્તાને પોતાની યોજનામાં સામેલ કરી અને રાજા શિકારે ગયો ત્યાં બન્ને–રાણી અને અમાત્ય બળી મર્યાની ખોટી અફવા ફેલાવી. અનિચ્છા છતાં, મૃતપત્ની પ્રત્યેનો સ્નેહ અવિચ્છિન્ન છતાં, શાસ્ત્રાજ્ઞાને વશ થઇ ઉદયન પદ્માવતીનો સ્વીકાર કરે છે. વાસવદત્તા છદ્મ-વેશમાં પદ્માવતી પાસે રહી ઉદયનના શોકદગ્ધ જીવનની સાક્ષી થાય છે. ઉદયન અને રુણ્મવાન આરુણિને હણી દક્ષિણવત્સ સર કરે છે. પદ્માવતી સાથેના વિવાહથી મગધ સાથે મૈત્રી થાય છે એટલે ઉદયન રાજા મટી સમ્રાટ્ થાય છે. મનોરથો સફળ થવાથી યૌગંધરાયણ અને વાસવદત્તા છતાં થાય છે.

ઉદયન, વાસવદત્તા, પદ્માવતીનાં ચારિત્રમાં મનોહર માધુર્ય, કોમળ ભાવસ્નિગ્ધતા, વિનય, સંયમ, સ્વાભાવિક ઉચ્ચતા, સ્નેહ વગેરે છે. આખા નાટકમાં ઘણી જગાયે અભિજ્ઞાનશાકુંતલનું સ્મરણ થઇ આવે છે. પ્રસંગો સરખા લાગે છે ત્યાં ભાસ સાદો, સૂચક અને ગંભીર લાગ્યા વિના રહેતો નથી. આખું નાટક એવું મનોરમ અને ઉચ્ચ વાતાવરણથી ભરપુર છે કે વિદ્યાલયોમાં–અને તેમાં એ ખાસ કરીને કન્યાશાળામાં અભ્યસ્યગ્રંથ તરીકે ઉપયોગમાં લેવા જેવું છે.

આ ગ્રંથની પ્રસ્તાવનામાં ભાસના સમયનો નિર્ણય કરવામાં આવ્યો છે. વિદ્વાન કર્તા એને કાલીદાસના માલવિકાગ્નિમિત્રના નાયક અગ્નિમિત્રના પિતા પુષ્યમિત્રનો સમકાલીન ઠરાવે છે. પોતાના વાદના સમર્થનમાં અનેક મુદ્દાઓ આપ્યા છે અને સાથે સાથે તે સમયનું ચિત્ર આંકવા વીખરાએલી માહીતી સુસંબદ્ધ અને એકત્ર કરવા ઠીક પ્રયત્ન કર્યો છે. પુષ્યમિત્ર વિશે ઇતિહાસમાં હજુ સ્પષ્ટ વિસ્તૃત વર્ણન નથી તે ખોટ પણ સાક્ષરશ્રીએ દૂર કરી છે. મિલિન્દ ( Menander ) અને ખારવેલ સાથેના પુષ્યમિત્રોના વિગ્રહોનું સ્પષ્ટીકરણ કરી પુષ્યમિત્રના રાજ્યના મહાપ્રસંગોનો ક્રમાનુક્રમ ગોઠવ્યો છે. પ્રિયદર્શનામાં હર્ષચરિત વર્ણવ્યું છે તેમાં પોતાની શોધખોળ છે તેથી ઘણી વધારે શોધખોળ કર્તાની આ નિબંધમાં છે. રા. રા. કેશવલાલના ભાષાંતરોનાં અનેક આકર્ષક લક્ષણોમાં એક એમના વિદ્વત્તા ભર્યા ઐતિહાસિક ઉપોદ્ઘાતો છે. એમણે ચંદ્રગુપ્ત, પુષ્યમિત્ર, શ્રી હર્ષ આદિ—અથવા ઠેઠ જયદેવ લગીના હિન્દુસ્તાનના ઇતિહાસનો અભ્યાસ કર્યો છે અને તેનો તુટક છુટક લાભ ઉપોદ્ઘાત દ્વારા આપ્યો છે પણ સ્મિથ જેવો સ્વતંત્ર ઇતિહાસ લખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા અમારી એને વિનંતિ છે.

આ ગ્રંથને વિદ્વત્તાની દૃષ્ટિથી નહીં પરંતુ રસિક વાચકની દૃષ્ટિથી તપાસ્યો છે.

૭ **નીલનેલી**—પ્રો. એ. ડબલ્યુ. બેઇનના અંગ્રેજી પુસ્તક ઉપરથી અનુવાદ કરનાર રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ. મૂલ્ય રૂા. ૦–૮–૦.

ઇંગ્લંડમાં Peoples' Books ( સામાન્ય લોકસમૂહને સમજાય એવી ગ્રંથમાળા ) Home University Library ( ઘેર બેઠાં વિશ્વવિદ્યાલયમાં મળતું જ્ઞાન આપે એવી ગ્રંથમાળા ) Everyman's Library ( દુનીઆના સારામાં સારાં પુસ્તકો દરેક જણ જેનાથી સસ્તામાં પ્રાપ્ત કરી શકે એવી ગ્રંથમાળા ) Library of Useful Knowedge ( ઉપ-

યોગી જ્ઞાન પ્રસારનાર ગ્રંથમાળા ) વગેરે છે અને લોકશિક્ષણને તેથી ઘણો વેગ મળ્યો છે. કેળવણી વધતી જાય અને જોખમદારી પણ પ્રમાણમાં વધતી જાય ત્યારે આવી ગ્રંથમાળા આવશ્યક થાય છે. રા. રા. નૃસિંહદાસ ભ. ત્રિભાકરે ' વિચારપુષ્પમાળા ' આવી જાતની સેવા કરવાના ઉદ્દેશથી કાઢી હતી. સાહિત્યસેવા સતત કરવી હોય તો બીજા વ્યવસાયોથી અલગ રહેવું પડે છે અને એમ ન રહેવાય તો સાહિત્યસેવા સતત થઇ શકતી નથી. એ વધુ ગ્રંથમાળા ચલાવી એમણે એ રા. રા જીવનલાલ અમરસીને સોંપી દીધી છે. રા. રા. જીવનલાલે ત્રીજા વર્ષના પહેલા પુસ્તક તરિકે આ પ્રગટ કર્યું છે

પ્રો. બેઇન પુણાની ડેક્કન કૉલેજના પ્રિન્સીપાલ છે અને આવી અગ્યાર કથાઓ અંગ્રેજીમાં લખી છે. કોઇ સંસ્કૃત ગ્રંથો ઉપરથી પોતે ભાષાંતર કરતા હોય એવો ડોળ શરૂઆતમાં કર્યો હતો પણ એ એમનીજ કૃતિઓ છે એવું હવે મનાય છે. એ સમર્થ પ્રજાઓ સમાગમમાં આવે છે ત્યારે અન્યોન્યની સંસ્કૃતિથી રંગાયા વિના રહેતી નથી. અંગ્રેજી સંસ્કૃતિની આપણા જીવનપર અસર થઇ છે તેમ આર્ય સંસ્કૃતિની પણ પાશ્ચાત્ય જીવનપર થઇ છે. એ અસરનું ફળ આ વાર્તાઓ છે. મિસિસ પેની, મિસિસ સ્ટીલ વગેરે હિંદી અંગ્રેજોની ( Anglo-Indion ) વાર્તાઓથી આ તદ્દન ભિન્ન છે હિંદીઓ કરતાં અંગ્રેજો સર્વ રીતે ચડીઆતા છે, એવો ઉદ્ઘોષ કરવાનો હેતુ પ્રો. બેઇનનો નથી. તેઓ માત્ર અતીત ભારતવર્ષમાંજ જઇ વસે છે. અને તે કાળમાં સ્ત્રીપુરૂષો કેવા કેવા અનુભવો સ્નેહદ્વારા પ્રાપ્ત કરતાં હતાં તેનું દર્શન કરે છે. રાજ્યકારભારની ક્ષણિક મોટાઇ નહીં પણ મનુષ્ય હૃદયના સનાતન ભાવો એમનો વિષય છે.

ગુજરાતી ભાષામાં આ સાથે એમની વાર્તાઓનાં ત્રણ ભાષાંતરો થયાં.[1] પ્રથમ સૌ. ઉર્મિલા દયારામ ગીડુમલે ' ઉષાનન્દિની ' નામથી કર્યું હતું. બીજું ' અનંગભસ્મ ' આજ ભાષાંતરકારે પ્રગટ કર્યું છે. ઉષાનન્દિનીમાં

---

૧ વિદેહ નલીનકાંત દિવેટીઆનું કરેલું ભાષાંતર ' ઇન્દુકલા '-પ્રગટ થયું નથી. નહીં તો, ચાર થાત.

અનંગભસ્મમાં અને આમાં જે વિષય છે તે એકજ છે. સ્નેહ શું છે? સ્નેહના ઉન્મેષ, પોષણ, નિર્વાહમાં ઇન્દ્રિયોનો શો પ્રભાવ છે? કામ બળી—ઇન્દ્રિયાતીત નથી થતો ત્યાં લગી સ્નેહ થતો નથી. કણ્વના આશ્રમનાં દુષ્યંત શકુંતલા અને મરિચિના આશ્રમનાં દુષ્યંતશકુંતલામાં જે ફેર છે તે આજ છે.

આ કથાનો નાયક રૂદ્રાલક હતો. યૌવનના પ્રારંભમાં મધુકરવત્ અનેક સ્ત્રીઓનાં શીલ ભંગ કરતો અને એક રમણીના સ્નેહમાં બદ્ધ થવા તદ્દન અનિચ્છુ હતો. હજુ તે માત્ર કામવિલાસી હતો—મત્ત હતો. વર્ષો વીતતાં તે વનવાસિની તપસ્વી કન્યા સાથે લગ્ન કરે છે. સાચા સ્નેહનો અનુભવી થાય છે ખરો પણ આસકિત સવિશેષ રહે છે. નવોઢાથી પળ પણ વિખુટો પડતો નથી. સંપૂર્ણ મોહાન્ધ થઇ ગયો હતો એવામાં દુશ્મનો રાજ્યપર ચડી આવે છે. એનું ક્ષાત્રતેજ સ્ફુરી ઉઠે છે અને પ્રિયતમાથી મહાકષ્ટે વિખુટો પડી દુશ્મનો સામે લડવા જાય છે. જીતી એકદમ વહાલીને મળવા મારતે ઘોડે આવે છે પણ વિરહ સહન ન થવાથી તે તો પંચત્વ પામી ગએલી છે. હવે રાજાની સ્થિતિ ખરેખરી કરૂણ અને હૃદયઘાતક થાય છે. તેનાં મોહ, અસકિત વિહ્વળ થાય છે. સંસાર તેને મન શૂન્ય નિઃસાર નિરર્થક ભારરૂપથઇ જાય છે.

રુદ્રાલકની પત્ની મૃત્યુ પામી પુણ્યબળે સિદ્ધા થાય છે પણ પતિવિયોગ સહન કરી શકતી નથી. સિદ્ધપણું ત્યાગીને, પુણ્યોનાં ફળ અવગણી પુનઃ મૃત્યુલોકમાં જઇ પ્રીતમ સંગમાં જીવન ગાળવા અત્યંત આતુર છે. પ્રણયીઓ માટે વિશ્વવ્યવસ્થા ફેરવાતી નથી. પાર્વતીની ઇચ્છાથી મહાદેવ સ્વપ્નમાં બન્ને પ્રણયીઓનો સમાગમ કરાવી આપે છે. વનમાં નદી કાંઠેના દેવાલયમાં તે તાપસ કન્યા ઉભી છે ત્યાં મૃગયાએ નીકળેલો રુદ્રાલક પોતાના સૈનિકોથી છુટો પડી આવી પહોંચે છે. બન્ને પ્રેમમાં પડે છે. પ્રણયગોષ્ટિમાં આખો દિવસ ગાળે છે. એમની ગોષ્ટિમાં પુરૂષ અને પ્રકૃતિવાળું પ્રકરણ દાંપત્યની ભાવના સુંદર રીતે વર્ણવે છે. સ્નેહ થયા પહેલાં જીવન નહોતું પણ પછીથીજ વસ્તુતઃ જીવન થાય છે. પ્રેમના પ્રારંભમાં બાળક, બિશુદ્ધ વનકન્યા ધીમે

ધીમે અનુભવી સ્ત્રી થતી જાય છે. પછી રુદ્રાલક સાથે સ્વાર થઇ તે જાય છે. સ્વપ્ન પુરૂં થાય છે એટલે રુદ્રાલકને ચિત્તભ્રમ થાય છે અને એનો પ્રાણ પણ નીકળી જાય છે.

આખી કથામાં કોમળ ભાવોને આવરી લેતી પ્રકૃતિ છે. જ્યારે આર્યાવર્ત બહુ વસેલું નહોતું ત્યારે જેવી વનશ્રી ખીલેલી હતી અને કુદરતના અંકમાં મનુષ્યોનો ઉછેર થતો હતો તેવું વર્ણન મનોરમ રીતે આ ગ્રંથમાં છે. સંસ્કૃત કથાઓનો દેહ અને આત્મા સ્પષ્ટતઃ આમાં દેખાય છે.

રા. રા. સાકરલાલનું ભાષાંતર રસિક છે. સંસ્કૃતમય ભાષાને બદલે સાદી છતાં સંસ્કારી ભાષા એમણે વાપરી છે. પ્રો. એઇનના ગ્રંથો ગુજરાતીમાં ઉતારી તેઓ એક નવો અંશ ઉમેરશે એવી આશા છે. સંસ્કૃત સાહિત્યના આ પ્રદેશમાં નિમગ્ન થયેલો લેખક વર્ગ ગુજરાતમાં નથી, બંગાળામાં છે. આ ગ્રંથમાળાના પ્રકાશનથી નવીન લેખક વર્ગ એ કવિત્વથી અનુપ્રેરિત થશે તો લાભ જેવો તેવો નથી.

પ્રો. એઇનના ગ્રંથોથી આપણો ગ્રેજ્યુએટ વર્ગ બહુ પરિચિત નથી પણ રા. રા. સાકરલાલના ભાષાંતરોથી મુળ ગ્રંથો વાંચવા પણ અનેક જણોને વૃત્તિ થશે.

**૮. સિદ્ધાર્થ કુમાર અથવા ભગવાન ગૌતમબુદ્ધ** [ ત્રીઅંકી નાટક ] કર્તા રા. રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બી. એ. એલએલ. બી., બાર-એટ-લૉ મૂલ્ય ૧–૦–૦.

ચીન, જાપાન, તિબેટ, બ્રહ્મદેશ, સિયામ, સિંહલ વગેરે દેશોમાં પ્રસરેલા બૌદ્ધ ધર્મના મુળ પ્રેરક ગૌતમબુદ્ધની જીવનકથા અને બૌદ્ધધર્મનો જન્મ, વૃદ્ધિ, પ્રસારણ, આર્યાવર્તમાં થએલા નાશ તથા બૌદ્ધધર્મના ફેલાવાથી ઉત્પન્ન થએલાં સાહિત્ય, દર્શન, સ્થાપત્ય, મૂર્તિઓ, સમાજવ્યવસ્થા વગેરેના અભ્યાસ માટે અનેક પાશ્ચાત્ય, વિદ્વાનોએ પોતાનાં આયુષ્ય અને વિદ્વત્તા વાપર્યાં છે.

અંગ્રેજી વિદ્યાની પ્રાપ્તિ સાથે આપણે પણ એ નવીન બૌદ્ધ સાહિત્યના પરિચયમાં આવ્યા છીએ. અંગ્રેજી વિદ્યાથી ફેરવાએલા સંસ્કારોને એનું આકર્ષણ થયું છે. સરસ્વતીચંદ્રે અને રા. રા. નરસિંહરાવ ભોળાનાથના Light of Asia ના છુટક છુટક ભાષાંતરે બુદ્ધજીવનના મહાન તેમજ કોમળ પ્રસંગોથી ગુજરાતના રસિક વર્ગને પરિચિત કર્યા છે.[૨] કૃષ્ણના જીવનથી બંકિમચંદ્ર અને નવીનચંદ્ર બંગાળામાં જેવા આકૃષ્ટ થયા હતા તેવું ગુજરાતમાં થયું નથી. પણ બુદ્ધજીવન પ્રત્યે લેખકોનો પક્ષપાત ઠીક છે. રંગભૂમિ ઉપર એકી વખતે બે કંપનીઓએ બુદ્ધનાં નાટકો ભજવવા માંડયાં હતાં. મોરબી કંપનીએ બુદ્ધને વિષ્ણુના અવતાર તરિકે રજુ કરી Light of Asia માં વર્ણવેલા પ્રસંગોમાંથી અમુક ભજવ્યા છે. બીજું નાટક તે પ્રસ્તુત ગ્રંથ.

ગુજરાતી સાહિત્યની અને હિન્દની સાર્વજનિક સેવા કરવા બહાર પડેલા ગુજરાતી યુવાનોમાં રા. નૃસિંહદાસનું નામ તદ્દન પાછળ નથી. ઇંગ્લંડ જઇ જે ઉંચા સંસ્કારો મેળવી આવ્યા છે તેનો લાભ ગુજરાતીઓને આપવા એઓ ઉત્સુક છે. ગુજરાતી રંગભૂમિ દ્વારા ગુજરાતમાં પ્રસરતા નવચેતનને વેગ આપવા તેઓ હાલ પ્રયત્નશીલ છે. 'સ્નેહસરિતા' અને 'સુધાચંદ્ર' જેવા રાજવંશી ખેલો મુંબઇની રંગભૂમિ પર ભજવાય છે અને એમની સેવાની પ્રતીતિ આપે છે. સિદ્ધાર્થકુમાર પણ એમણે એક નાટક કંપની માટે લખેલું. તેને થોડાક સંસ્કારથી ઓપી ગ્રંથરૂપે પ્રકટ કર્યું છે.

ગુજરાતી સાહિત્યના ગ્રંથભંડારમાં એક સારા નાટકને આવકાર આપતાં અમને આનંદ થાય છે. બુદ્ધના જન્મ અને જીવનથી ઇતિહાસ અને અધ્યાત્મની લાગણીઓ ભવ્યસ્વરૂપમાં પ્રજ્વલિત થવી જોઇએ તેવી લેખકમાં નથી થઇ છતાં સુસંસ્કારી બુદ્ધિ જેવા ભાવ અનુભવી શકે તેનું

---

૨. સ્વામી અખંડાનંદે સસ્તા સાહિત્યની વિવિધ ગ્રંથમાળામાં બુદ્ધચરિત્ર છપાવ્યું છે. સ્વ. નારાયણ હેમચંદ્રે બુદ્ધચરિત્ર લખ્યું હતું. રા. રા. જીવનલાલ અમરસી મેહતાએ બુદ્ધ, ધર્મ અને સંઘનું પુસ્તક લખ્યું છે.

આમાં સચોટ અને હૃદયસ્પર્શી આલેખન છે. બુદ્ધના મહાભિનિષ્ક્રમણ પછી કરુણરસ એવો જામે છે કે સહૃદયો અશ્રુબદ્ધ થયા વિના રહેતાં નથી. શૃંગારની મસ્તી નથી પણ મર્યાદામાં રહેલો વિશુદ્ધ, આનંદી, મર્માળો, સુખી શૃંગાર છે. પ્રગાઢ હૃદયમન્થન નથી, સ્નેહના ઉંડા ભાવો નથી પણ જે છે તે સંસ્કાર અને રસથી એવું પૂર્ણ છે કે સચોટ છાપ પાડ્યા વિના રહેતું નથી. રા. નૃસિંહદાસના નાટકોમાં આવો નિર્દોષ, વિનોદી, મામિક, તોફાની શૃંગાર હોય છે. એવા શૃંગારનાં રસીઆં સુખી, પુણ્યશાળી અને 'જીવન' થી ઉભરાતાં હોય છે. સ્ત્રી એમાં માત્ર દાસી કે ભોજ્ય નથી પણ સમોવડી સખી છે. બુદ્ધિમાં, હૃદયમાં, સંસ્કારમાં, અનુભવમાં ને કોઇ રીતે પુરુષથી ઉતરતી નથી પણ ક્વચિત્ તો ચડીઆતી લાગે છે. કામુકતા વિના અન્ને જાતિઓ કેવું મીઠું જીવન ગાળી શકે તેનું દર્શન એઓ એમના નાટકોમાં કરાવે છે. એ સ્ત્રીઓમાં ઉંચા પ્રકારના બુધ્ધિવિકાસ કે ઉંડા હૃદયભાવો નહીં જોવાથી નિરાશ થઇએ છીએ. મધુરી અને રમણ, કૃશા અને સુરેશાનંદનાં આલેખન ઉપરથી આ કથન સ્પષ્ટ થશે.

'સ્નેહસરિતા' અને 'સુધાચંદ્ર' માં અમુક નટોની ખાતર વસ્તુ શિથિલ અથવા થાગાથીગડીઉં કરવું પડ્યું છે તેવું આ નાટકમાં નથી. પણ બુદ્ધચરિતના જ મુખ્ય પ્રસંગો એવા ક્રમબદ્ધ અને શ્લિષ્ટ છે કે શૈથિલ્યને અવકાશજ ન રહે. કર્તાનું આ પહેલું નાટક છે અને એમાંથી એમનાં કેટલાંક mannerisms ની શરૂઆત થાય છે. વસ્તુની ગુલગુંથણીમાં મુખ્ય પ્રસંગો ઉપરાંત ઉપપ્રસંગો હોય છે. કર્તા આવા ઉપપ્રસંગો રચવા નાયકનાયિકાના પ્રેમજીવનથી ભિન્ન બીજાં બે ત્રણ સંવનનજીવનનું આલેખન કરે છે, આથી પાત્રસંખ્યા વધે છે. નાટકમાં શૃંગારનું વાતાવરણ છલકાતું રહે છે અને મુખ્ય નાયકનાયિકાના જીવનવિકાસ ( કે જીવનની ગતિ ? ) દર્શાવવા અનેક પ્રસંગો રચવાની મુંઝવણમાંથી કર્તા મુક્ત રહે છે. સર્વે પ્રેમ પ્રસંગોમાં અમને એક જાતની એકતાનતા લાગી છે. પ્રેમ

મનુષ્ય જીવનની વિવિધતા અને સમૃદ્ધિ બહાર લાવે છે એ જગતનો અનુભવ કર્તાએ અનુભવ્યો લાગતો નથી. વળી મુખ્ય પ્રસંગોને બદલાવવા ઉપપ્રસંગો ડાંક ( foil ) કે વિરોધ ( contrast ) કે પોષણ તરિકે યોજવામાં આવતા હોય એવું પણ અમને લાગ્યું નથી.

પ્રસ્તુત નાટકમાં પ્રેમના બે ઉપપ્રસંગો છે તે મનોરમ છે, નિર્દોષ છે, મીઠા છે, ભાવભર્યા છે, વિનોદી છે. પણ ગૌતમે મનુષ્ય જીવનનાં દુઃખોની જે મીમાંસા કરી અને તે દુઃખોમાંથી છુટી સુખના માર્ગની પ્રાપ્તિ માટે જે સાધનો યોજ્યાં હતાં તે સર્વેની દ્રષ્ટિથી પ્રેમને બૌદ્ધ જીવનમાં કેવું સ્થાન છે તે વિશે કર્તાએ વિચાર કર્યો હોય એમ નથી લાગતું. બુદ્ધ ઉપર વેદધર્મીઓનો સખ્તમાં સખ્ત આક્ષેપ એ છે કે એણે ગૃહસ્થાશ્રમ તોડી નાંખ્યો. બ્રહ્મચર્યમાંથી સળંગ રસ્તો ભીક્ષુક થવા માટે કરી આપ્યો. ઐતિહાસિક વસ્તુસ્થિતિ આવી છે છતાં આ નાટકમાં ત્યાગી સુરેશ અને કૃશાને પરણાવી પાછાં સંસારમાં મોકલવામાં આવે છે. આ ખ્રીસ્તી યુરોપીઅનોની ભાવના છે. મનુષ્ય હૃદયને પ્રતિકુળ ભાવના નથી પણ હાથીના દંતુશળ નીકળ્યા તે પાછા પેસતાજ નથી એવું માનનાર—જીવનમાં ધર્મ પ્રમાણે વર્તનાર, અંગત વાસનાઓની આહુતિ આપનાર આર્યોને આવી સ્થિતિ સંમત નહોતી.

રા. રા. નૃસિંહદાસ વિભાકરનો હેતુ તે કાળનું ચિત્ર આપવા ઉપરાંત આ જમાનાની મહેચ્છા, વાંછના, આદર્શ પણ રજુ કરવાનો હોય એવું લાગે છે. પુરાતન કાળની ભુલી જવાએલી સંસ્કૃતિ નહીં પણ આ યુગમાં આપણા હૃદયમાં ઉછળતા ભાવો એ જુની કથાદ્વારા આલેખવા એમનું વળણ છે. અનાથપિંડિકને એમણે આ જમાનાનો Socialist બનાવ્યો છે. આપણને હાલ સંન્યાસ નહીં પણ મધુર અને સુખી ગૃહસ્થાશ્રમ પ્રિય છે એથી કૃશા અને સુરેશ કાષાય વસ્ત્રોનો ત્યાગ કરી દંપતી થતાં હશે.

કળાનો ઉદ્દેશ મનુષ્યજીવનના સનાતન ભાવો આલેખવાનો હોય છે અથવા એક યુગના ભાવો બીજા યુગને અનુભવગોચર કરવાના હોય છે.

અથવા જુની સામગ્રીં વાપરી વર્તમાન યુગના ભાવોનું આસ્વાદન કરાવવાનું હોય છે. સિદ્ધાર્થ કુમારનો ઉદ્દેશ શો છે ? એ ભવ્ય, કરૂણ અને દયાળુ જીવન વર્તમાન ગુજરાતને શો સંદેશો, શો આદર્શ આપે છે ? કર્તા શો આપવા ઇચ્છે છે ? કાંઇ પણ સ્પષ્ટ નથી. આ નાટક બન્ને રીતે અસંતોષ આપે છે+ પણ એક વાત ભુલવાની નથી કે સાહિત્યના ઉત્તમ નિર્માણ તરીકે નહીં પણ આપણી રંગભૂમિની હાલની સ્થિતિના વાતાવરણને અનુકૂળ રહી જેટલું ઉત્તમ કામ થઇ શકે તેવી રીતે કરી આ નાટક લખાયું છે એટલે બહુ ઉંચા ધોરણથી એને તપાસતાં કર્તાને અમે અન્યાય કરીએ છીએ. વાચકો પણ અમારી દોષદર્શિની ટીકાથી એક રસિક, ભાવપૂર્ણ, ઉત્કર્ષક ગ્રંથ વાંચવા

---

+બુદ્ધના સમકાલીન ચિત્રની વીગતો બરાબર નથી. બુદ્ધ સ્ત્રીઓને ભીક્ષુણી કરવા નારાજ હતા. એથી ભીક્ષુસંઘ પવિત્ર નહી રહે એવી એમને ભીતિ હતી. આ દહેસત ખરી પડેલી એવું ઇતિહાસ કહે છે. પણ આનંદ (જેનું આ નાટકમાં બીજું નામ સુરેશાનંદ આપ્યું છે) તેમને વિનવી સ્ત્રીઓને પુરૂષો જેવો હક અપાવે છે. આ આખો પ્રસંગ આ નાટકમાં ફેરવી નંખાયો છે. તત્કાલીન ઇતર ધર્માનુયાયીઓનાં વર્ણન બરાબર નથી. બલ્કે હાલ જેવાં છે, દેવદત્તનું પાત્ર એક બૌદ્ધ ચીતરે તેવું ચીતરાયું નથી અને મનુષ્યજીવનમાં મારનું સ્થાન પીછાની શકાયું નથી. પણ સાથે એટલું કહેવું જોઇએ કે સંથાગારનું વર્ણન સારૂં આપ્યું છે. એનો અર્થ સમજાવ્યો નથી એટલે ઘણા ગુજરાતી વાંચનારાઓ એ સંસ્થામાં રસ નહીં લઇ શકે. તે કાળમાં દરેક ગામમાં ચોરા જેવું ઘર રહેતું. એમાં ગમે તે ધર્મના મતના સાધુઓ પરિવ્રાજકો શ્રમણો આવી ઉતરતા. ગામના લોકો એમનો નિભાવ કરતા અને એમનો ઉપદેશ સાંભળતા. પરમતસહિષ્ણુતા અને સત્ય જીજ્ઞાસા લોકોનાં કેવાં હતાં તે આ સંસ્થા જણાવે છે. વળી ગામડાઓમાં લોકોની પાસે શાસનની પણ ઘણી સત્તાઓ હતી—ગામડાઓ નાનાં tribal republics અથવા oligarchics હતાં. સંથાગારમાં ગામલોકો ભેગા થઈ શાસનનાં કાર્ય પણ કરતા.

મનુષ્ય જીવનની વિવિધતા અને સમૃદ્ધિ બહાર લાવે છે એ જગતનો અનુભવ કર્તાએ અનુભવ્યો લાગતો નથી. વળી મુખ્ય પ્રસંગોને બદલાવવા ઉપપ્રસંગો ડાંક ( foil ) કે વિરોધ ( contrast ) કે પોષણ તરિકે યોજવામાં આવતા હોય એવું પણ અમને લાગ્યું નથી.

પ્રસ્તુત નાટકમાં પ્રેમના બે ઉપપ્રસંગો છે તે મનોરમ છે, નિર્દોષ છે, મીઠા છે, ભાવભર્યા છે, વિનોદી છે. પણ ગૌતમે મનુષ્ય જીવનનાં દુઃખોની જે મીમાંસા કરી અને તે દુઃખોમાંથી છુટી સુખના માર્ગની પ્રાપ્તિ માટે જે સાધનો યોજ્યાં હતાં તે સર્વેની દ્રષ્ટિથી પ્રેમને બૌદ્ધ જીવનમાં કેવું સ્થાન છે તે વિશે કર્તાએ વિચાર કર્યો હોય એમ નથી લાગતું. બુદ્ધ ઉપર વેદધર્મીઓનો સખ્તમાં સખ્ત આક્ષેપ એ છે કે એણે ગૃહસ્થાશ્રમ તોડી નાંખ્યો. બ્રહ્મચર્યમાંથી સળંગ રસ્તો ભીક્ષુક થવા માટે કરી આપ્યો. ઐતિહાસિક વસ્તુસ્થિતિ આવી છે છતાં આ નાટકમાં ત્યાગી સુરેશ અને કૃશાને પરણાવી પાછાં સંસારમાં મોકલવામાં આવે છે. આ ખ્રીસ્તી યુરોપીઅનોની ભાવના છે. મનુષ્ય હૃદયને પ્રતિકુળ ભાવના નથી પણ હાથીના દંતુશળ નીકળ્યા તે પાછા પેસતાજ નથી એવું માનનાર—જીવનમાં ધર્મ પ્રમાણે વર્તનાર, અંગત વાસનાઓની આહુતિ આપનાર આર્યોને આવી સ્થિતિ સંમત નહોતી.

રા. રા. નૃસિંહદાસ વિભાકરનો હેતુ તે કાળનું ચિત્ર આપવા ઉપરાંત આ જમાનાની મહેચ્છા, વાંછના, આદર્શ પણ રજુ કરવાનો હોય એવું લાગે છે. પુરાતન કાળની ભુલી જવાએલી સંસ્કૃતિ નહીં પણ આ યુગમાં આપણા હૃદયમાં ઉછળતા ભાવો એ જુની કથાદ્વારા આલેખવા એમનું વળણ છે. અનાથપિંડિકને એમણે આ જમાનાનો Socialist બનાવ્યો છે. આપણને હાલ સંન્યાસ નહીં પણ મધુર અને સુખી ગૃહસ્થાશ્રમ પ્રિય છે એથી કૃશા અને સુરેશ કાષાય વસ્ત્રોનો ત્યાગ કરી દંપતી થતાં હશે.

કળાનો ઉદ્દેશ મનુષ્યજીવનના સનાતન ભાવો આલેખવાનો હોય છે અથવા એક યુગના ભાવો બીજા યુગને અનુભવગોચર કરવાના હોય છે.

અથવા જુની સામગ્રી વાપરી વર્તમાન યુગના ભાવોનું આસ્વાદન કરાવવાનું હોય છે. સિદ્ધાર્થ કુમારનો ઉદ્દેશ શો છે ? એ ભવ્ય, કરૂણ અને દયાળુ જીવન વર્તમાન ગુજરાતને શો સંદેશો, શો આદર્શ આપે છે ? કર્તા શો આપવા ઇચ્છે છે ? કાંઇ પણ સ્પષ્ટ નથી. આ નાટક બન્ને રીતે અસંતોષ આપે છે+ પણ એક વાત ભુલવાની નથી કે સાહિત્યના ઉત્તમ નિર્માણ તરીકે નહીં પણ આપણી રંગભૂમિની હાલની સ્થિતિના વાતાવરણને અનુકૂળ રહી જેટલું ઉત્તમ કામ થઇ શકે તેવી રીતે કરી આ નાટક લખાયું છે એટલે બહુ ઉંચા ધોરણથી એને તપાસતાં કર્તાને અમે અન્યાય કરીએ છીએ. વાચકો પણ અમારી દોષદર્શિની ટીકાથી એક રસિક, ભાવપૂર્ણ, ઉત્કર્ષક ગ્રંથ વાંચવા

---

+બુદ્ધના સમકાલીન ચિત્રની વીગતો બરાબર નથી. બુદ્ધ સ્ત્રીઓને ભીક્ષુણી કરવા નારાજ હતા. એથી ભીક્ષુસંઘ પવિત્ર નહી રહે એવી એમને ભીતિ હતી. આ દહેસત ખરી પડેલી એવું ઇતિહાસ કહે છે. પણ આનંદ (જેનું આ નાટકમાં બીજું નામ સુરેશાનંદ આપ્યું છે) તેમને વિનવી સ્ત્રીઓને પુરૂષો જેવો હક અપાવે છે. આ આખો પ્રસંગ આ નાટકમાં ફેરવી નંખાયો છે. તત્કાલીન ઇતર ધર્માનુયાયીઓનાં વર્ણન બરાબર નથી. બલ્કે હાલ જેવાં છે, દેવદત્તનું પાત્ર એક બૌદ્ધ ચીતરે તેવું ચીતરાયું નથી અને મનુષ્યજીવનમાં મારનું સ્થાન પીછાની શકાયું નથી. પણ સાથે એટલું કહેવું જોઇએ કે સંથાગારનું વર્ણન સારૂં આપ્યું છે. એનો અર્થ સમજાયો નથી એટલે ઘણા ગુજરાતી વાંચનારાઓ એ સંસ્થામાં રસ નહીં લઇ શકે. તે કાળમાં દરેક ગામમાં ચોરા જેવું ઘર રહેતું. એમાં ગમે તે ધર્મના મતના સાધુઓ પરિવ્રાજકો શ્રમણો આવી ઉતરતા. ગામના લોકો એમનો નિભાવ કરતા અને એમનો ઉપદેશ સાંભળતા. પરમતસહિષ્ણુતા અને સત્ય જીજ્ઞાસા લોકોનાં કેવાં હતાં તે આ સંસ્થા જણાવે છે. વળી ગામડાઓમાં લોકોની પાસે શાસનની પણ ઘણી સત્તાઓ હતી—ગામડાઓ નાનાં tribal republics અથવા oligarchies હતાં. સંથાગારમાં ગામલોકો ભેગા થઈ શાસનનાં કાર્ય પણ કરતા.

તરફ ન વળે તો તેમને પણ અન્યાય થઇ જવાની બીક લાગે છે. એટલે થોડાક દૃષ્ટિબિન્દુઓના નિર્દેશથી સંતોષ માન્યો છે. કર્તાની શકિત, સંસ્કારિતા, કેળવણી, સંપન્નતા વગેરે વિશે અમને ઉંચો મત ન હોત, એમની મારફત ગુજરાતી સાહિત્ય ઉંચી અને નવીન સમૃદ્ધિ મેળવશે એવી અમને આશા ન હોત તો આવી મીમાંસા કરત નહીં. ગુજરાતના સર્વે વાચકોને આ ગ્રંથ વાંચવા અમારી ખાસ ભલામણ છે. બુદ્ધનું જીવન એવું છે કે કોઇપણ કાળમાં તેનો સમાગમ કરવાથી હાનિ નથી. સાહિત્યની સંસ્કારી કલાથી એ જીવન આ નાટકમાં આલેખવામાં આવ્યું છે એટલે એનું વાંચન આનન્દદાયી થયા વિના રહેશે જ નહીં. કુટુંબોમાં અને વિદ્યાલયોમાં આ ગ્રંથ લોકપ્રિયતા પામશે. આ નાટક રંગભૂમિ માટે લખાયું છે. રાઇના પર્વત કે અમરસત્રની માફક માત્ર શ્રાવ્ય નાટક નથી એટલે એની ભાષામાં મઝાની વિવધતા છે; સ્વાભાવિક રણકો છે, પાંડિત્ય નથી. રા નૃસિંહદાસ વિભાકર તદ્દન નોખી જ જાતનું ગદ્ય લખે છે અને ગુજરાતી ભાષા બોલે છે. ઇંગ્લીશની વાક્યરચના અને તેમાંએ ભાષણની શૈલિ ( rhetorical) ના સંસ્કારવાળી એમની ગદ્ય રચના હોય છે. સોરઠની કંઇ અનુપમ મીઠાશ પણ એમાં છે. એટલે ગુજરાતી ભાષાની ગદ્યશૈલીમાં એમની શૈલીનો પ્રશંસાપાત્ર ઉમેરો થયો છે. એ શૈલી મનુષ્ય હૃદયના નાના મોટા ભાવો વ્યકત કરવા કેવી સમર્થ છે તેની મીમાંસા કરવાને હજુ વાર છે.

આ નાટકની સમાલોચના અનેક દૃષ્ટિથી કરવા જેવી છે. રંગભૂમિની અને સાહિત્યની દ્રષ્ટિથી એનાં પાત્રાલેખન, પ્રસંગ રચના, વસ્તુગુંફન, ભાષા, સંગીત, વાતાવરણ વગેરે નિરૂપવામાં આનંદ આવશે પણ આ પત્ર (નવજીવન) માં અવકાશ નથી એટલે દિલગીર છીએ.

રા. રા. નૃસિંહદાસે જે પવિત્ર અને દેશપ્રેમી કાર્ય આદર્યું છે તે કાર્યમાં એમને યશ મળો અને ગુજરાતની રંગભૂમિ અને નાટકસાહિત્ય એમની દ્વારા ઉંચા સંસ્કાર પામો.

૯ **ચાબુકચનંદિની અથવા ગ્રન્થ અને સુંદરી**–કર્તા રા. રા. નારાયણ વસનજી ચતુર્ભુજ, સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી' ની ઇ. સ. ૧૯૧૬ની ભેટ.

હવે એવો સમય આવ્યો છે કે રા. રા. નારાયણ, રા. રા. ગોપાળજી દેલવાડાકર અને બીજા નવલકથાકારોની કૃતિઓની કડક સમીક્ષા થવી જોઇએ. તેઓ ગુજરાતી વાચકવર્ગની સતત સેવા કરે છે. એમના ગ્રંથો સારા વિસ્તારમાં વંચાય છે. ઉછરતી પ્રજા ઉપર એ ગ્રંથની અસર થતી હશે. તેમ સાક્ષરો કે સંસ્કારી લોકો આ નવલકથાઓ વાંચતા નથી એટલે એમાં પ્રવેશેલા અનિષ્ટ અંશો વિશે પ્રબળ લોકમત જાગૃત થએલો નથી. પોતાના ગ્રંથોની બહોળી ઘરાકીથી આ લેખકો એવા મત્ત થએલા છે કે સભ્યતા અને વિવેકની પરવા કરે એવા નથી. એમના પ્રત્યે અંગત દ્વેષથી નહીં પરંતુ ગુજરાતના વાચકવર્ગ અને ગુજરાતી સાહિત્ય પ્રત્યેની પવિત્ર ફરજની ખાતર એમની કૃતિઓની કડક સમીક્ષા કરનારની તેઓ સખ્ત ખબર પોતાના નવા પુસ્તકની પ્રસ્તાવનામાં લીધા વિના રહે એવા નથી અને એટલાથી સંતોષ નહીં થાય તો સરસ્વતીચંદ્ર અથવા રામાયણ મહાભારતની પણ નિંદા કરવા બેસી જશે. અમને આવું વીતેલું છે છતાં જે પવિત્ર કર્તવ્ય અત્યારે અમે સ્વીકાર્યું છે તેની પ્રેરણાથી એવા મલિન પ્રહારની દરકાર અમે રાખતા નથી અને અમને જે લાગશે તે અમે લખતાં બીલકુલ ડરીશું નહીં.

રા. રા. નારાયણ ગુજરાતી વાચક વર્ગની જે સેવા બજાવે છે તે માટે ધન્યાર્હ છે. એમની ભદ્રકાળી અથવા પદ્મિની જેવી વાર્તાઓ માટે અમને પક્ષપાત છે. સાહિત્ય સેવાજ નિર્વાહનું સાધન હોવાથી એમનો સમગ્ર સમય એમાંજ સમર્પિત હોવાથી એઓ વધારે સારી અને ઉંચી સાહિત્ય સેવા કરી શકે એવા હોવાથી અમે આટલી તસ્દી લીધી છે. એઓ સારૂં લખશે તો અમને જેટલો આનંદ થશે તેટલો એમને પણ ભાગ્યેજ થશે.

વાંચનારને એમ લાગશે કે અપરાધના મુદ્દાઓ રજુ કર્યા પૂર્વે શિક્ષા કરવાનો ન્યાય સમાલોચકે સ્વીકારવો ન જોઇએ. એમનો મોટામાં મોટો અપરાધ, હમણાં હમણાં એમણે વ્યભિચાર–લંપટતાની કીર્તિ ગાવા માંડી છે તે છે. હમીરહઠમાં નિર્લજ વર્ણન કરવાથી તૃપ્તિ ન થઇ તે આ કથામાં પાછું લંપટતાનું ગૌરવ ગાયું છે. 'આર્યતા' ના પક્ષપાતી, 'સુધારા' ના આરુઢ વિરોધી રા. રા. નારાયણ સુહવિ અને ચચ્ચનું નિર્માણ કેમ કરી શકયા હશે? નામ્બુદ્રી બ્રાહ્મણોની પેઠે સારસ્વતોને લુહાણાઓમાં આવો હકક અપાવવા વિચાર તો નહીંજ હશે? અથવા લુહાણામાં પુનર્લગ્ન કયારે થવા માંડયાં તેની શોધખોળ તો કથાદ્વારા નહીં કરી હોય! વિધવાવિવાહના વિરોધીએ વિધવા રાણી સુંહવીનાં પુનર્લગ્ન ચચ્ચ જોડે કરાવવા ઇંદ્રાણી ઇંદ્રાસનનો શાસ્ત્રાર્થ શોધી કાઢવામાં પોતાની અપૂર્વ (!) તર્કશકિત વાપરી છે. હિન્દુ જીવનમાં આવી રીતે શાસ્ત્રીય નિર્ણય થએલા અને આર્ય પ્રજાએ તે મંજુર રાખેલા હોય એવું અમારી જાણમાં નથી. લેખક ઉદાહરણો આપી અમારી શંકાનું નિરસન કરશે તો ઉપકાર થશે.

વિશ્વમાં અનીતિ, દુરાચારને સ્થાન છે એટલે નવલકથાના વિશ્વમાં પણ તેને સ્થાન છે. પણ વિશ્વમાં ઘણી મલિન વસ્તુઓ છે, ખુલ્લી નજરે પડે છે છતાં તેની દાંડી પીટાતી નથી. કલાનું કામ જ્યાં વીગતે વીગત આપવાનું નથી—દુરાચારના અધમાધમ અંશનું પૃથકકરણ કરવાનું નથી ત્યાં મલિનતા ઉપર પડદો નાખવાનું અથવા ધ્વનિથી સુચન કરવાનું અથવા નીતિના ઉત્કર્ષ અર્થે તેનું ચિત્ર આંકવાનું હોઇ શકે. પણ આ કથા તદ્દન Naturalistic ઐતિહાસિક છે. ઇતિહાસનો જે યુગ લીધો છે તે એવા દુરાચાર માટે મશહુર હોવાનું પ્રસિદ્ધ નથી. વળી જુના સંસ્કૃત સાહિત્યમાં કે ફ્રેન્ચ અને ઇંગ્લીશ સાહિત્યમાં લંપટતાનું ગૌરવ કરનારા ગ્રંથો હોય અને ગુજરાતી સાહિત્ય એવા અનુપમ (!) ગ્રંથોથી બેનસિબ હોય માટે તે ખોટ પુરી પાડવા આવા ગ્રંથો લખવા કેડ બાંધ-

વાની હાલ તો જરૂર નથી. અત્યારે પ્રજાનું નિખિલ ચારિત્ર રૂપાંતર પામે છે. નવી રીતે Formative ભૂમિકા ઉપર છે તે વખતે નવલકથાકારે બહુજ સાવધ રહેવાની જરૂર છે.

નીતિની દૃષ્ટિએ અમને આ કથા રૂચીકર થઇ નથી તેમ કલાની દૃષ્ટિએ પણ થઇ નથી. કલાની નીતિ વિશ્વની નીતિથી જુદી છે. વિશ્વમાં અનીતિ સમૃદ્ધિ. વૈભવ, સત્તા, સુખ ભોગવે છે અને જગતની નજરે ચઢે એવી સજા કે અધોગતિથી મુક્ત રહે છે એવું બને છે પણ કલા તો વિશ્વજીવનના છુટાછવાયા, વિકાસ પામતા, વિલંબ લેતા-કાળ અને દિશામાં પથરાએલા અંશોને એકત્ર કરી, તેમનું તત્ત્વ શોધી તેમને કાળ અને દિશાના ઓછા વિસ્તારથી વસાવે છે તે નીતિના પરિણામ માટે ઉદાસીન રહી શકતી નથી. ચચ્ચ જેવા વિષયાસક્તને પરાક્રમી, વિદ્વાન, પત્નીવત્સલ, અપમાનનું વૈર લેનાર આગ્રહી વર્ણવવામાં અમને તો કાંઇ અર્થ લાગતો નથી. ચચ્ચ જ્ઞાતિદ્રોહી, પત્નીદ્રોહી, પુત્રદ્રોહી, સ્વામીદ્રોહી, વિશ્વાસભંજક, પરદારારત, ખુની, વિલાસી, પ્રજાદ્રોહી અબ્રાહ્મણ છે. એના પાપમાં પણ પ્રતાપ નથી. સુંદરીની આસક્તિ એ જ એની અધોગતિનું કારણ છે. રશીઆમાં કેથેરાઇન અનેક પ્રીતમો કરે અને પ્રજા ઉપેક્ષા કરે એ સંભવિત છે પણ આર્યાવર્તમાં-જેની નીતિ માટે રા. રા. નારાયણને અભિમાન છે અને જે નીતિનો 'સુધારાવાળા' ભંગ કરે છે એવું માની તેઓ પોતાની લેખિનીનો પ્રહાર તેમના ઉપર કરે છે-તે આર્યાવર્તમાં લોકો આવું કેમ સાંખી રહે? તેનો ખુલાસો કરવા પણ કર્તાએ પરવા રાખી નથી. હોલેંડમાં રાણી લંપટ પ્રધાનથી ભોળવાઇ વિપથગામિની થઇ હતી તેથી આખી પ્રજા કલંકિત થઇ છે એમ માની વલંદાઓએ તે પ્રધાનને ફાંસીએ ચડાવ્યો હતો અને રાણીને જન્મપર્યંત કેદમાં રાખી હતી. સીંધીઓમાં આવું પાણી ન હોતું એવો હલકો મત કર્તા એમને માટે તો નહીં જ ધરાવતા હોય.

રા. રા. નારાયણ ઐતિહાસિક વાર્તાઓ લખે છે પણ ઇતિહાસના અર્થની એમને ખબર હોય એમ લાગતું નથી. ઇતિહાસની વીગતો તેઓ

મહેનતથી એકઠી કરે છે–જો કે આ વાર્તામાં તો વીગતોમાં પણ કેટલાક કાલવ્યુત્ક્રમના દોષો થએલા છે. Interpretation of History માં તેઓનો બીલકુલ પ્રવેશ નથી. હિંદુ અને મુસલમાનના સંઘટ્ટનના અનેક પ્રસંગોની વાર્તાઓ એમણે લખી છે છતાં હિન્દુઓ કેમ હારતા અને મુસલમાન કેમ વિજયી થતા તેનાં આધ્યાત્મિક અને પાર્થિવ ઐતિહાસિક કારણોથી એઓ વાકેફગાર હોય એવું અમને લાગ્યું નથી.

એમનું લખાણ એવું કૃત્રિમ હોય છે–સ્વયંભૂ ઉર્મિઓથી હીન હોય છે કે સંસ્કારી વાચકોને તો કંટાળો જ આવે. માનસ વ્યાપારની મીમાંસા, સ્થળ કે પ્રકૃતિનાં વર્ણનો, કોઇ મહાભાવનું નિરૂપણ એમની વાર્તાઓમાં એવું નથી કે અમર થાય. કરણઘેલા જેવી પ્રતિષ્ઠા એમની એકે વાર્તા હજુ પામી શકી નથી એનું કારણ શું ?

જીવનના પ્રશ્નો સંબંધી પણ એમણે ઉંડો વિચાર કર્યો હોય એવું નથી. એવું છદ્મગંભીર, શબ્દપ્રચુર, ડાહ્યું ડાહ્યું એ લખી શકે છે કે સામાન્ય વાચકોની સામાન્ય રસવૃત્તિ તૃપ્ત થાય છે.

સુંહધીને ચાણક્યનંદિની કહેવામાં પણ ચાણક્યની બેઆબરૂ કરવા જેવું છે. લેખકે મુદ્રારાક્ષસનું, અથવા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એ ગ્રંથના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં ચાણક્યના નિરૂપેલા ચરિત્રનું વાચન કર્યું હોત તો આવું કથન તે કરત જ નહીં.

જટ કન્યાને બૌદ્ધ ભીક્ષુણી બનાવ્યા પછી પાછી ગૃહસ્થાશ્રમમાં મોકલી છે તે અમને અનુચિત અને બૌદ્ધ જીવનથી વિરૂદ્ધ લાગે છે. આજ કાઠીઆવાડમાં બાવાઓની જુદી નાત થઇ છે તેમ બૌદ્ધ મઠોમાંથી પરણેલાં ભીક્ષુક ભીક્ષુકીની જુદી જ્ઞાતિ થઇ હતી પણ તે વાત જુદી છે અને આ વાત નિરાળી છે.

અમને એમ લાગે છે કે આ વાર્તા રા. રા. નારાયણે હમણાં નહીં લખી હોય પણ ઘણાં વર્ષો ઉપર લખી હશે. એમાં મનઃસુખરામશાઇ સંસ્કૃતમય ભાષા છે, એમને હાલ પ્રિય થઇ પડેલી ઉર્દૂ ભાષાનો સંભાર નથી, એટલે આવું અનુમાન કર્યું છે.

૧૦. **નંદશંકર જીવનચરિત્ર,** કર્તા રા. રા. વિનાયક નંદશંકર મેહતા, આઇ. સી. એસ. મૂલ્ય રૂા. ૧-૦-૦.

કવિ નાનાલાલનાં કેટલાંક કાવ્યો ભા. ૧ લાનું અવલોકન લખતાં રા. બ. રમણભાઇએ જ્ઞાનસુધામાં લખ્યું હતું કે ગયા જમાનાના લેખકોના પુત્રોદ્વારા પણ આ જમાનાની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ રહી છે. કરણઘેલાનાં સમર્થ કર્તાના વિદ્વાન પુત્રની કૃતિ જોતાં અમને એ શબ્દોનું સ્મરણ થઇ આવ્યું છે. ગુજરાતી સાહિત્યમંદિરમાં પોતાના પરલોકવાસી પિતાનું જીવનચરિત્ર લખી પ્રવેશ કરવા માટે રા. રા. વિનાયકને અમે આવકાર આપીએ છીએ. સાથે સાથે કહી દઇએ છીએ કે આટલા અર્ધ્યથી ગુર્જરી દેવી સંતૃપ્ત નથી થવાની.

રા. રા. વિનાયકના બે મોટા ભાઇઓએ એમની કેળવણીના પ્રમાણમાં ગુજરાતી સાહિત્યની કાંઇ જ સેવા નથી કરી તેમ તેઓ નહીં કરે એવી આશા છે. દલપતરામનું નામ નાનાલાલે, મહીપતરામનું નામ રા. બ. રમણભાઇએ, ભોળાનાથનું નામ રા. રા. નરસિંહરાવે રાખ્યું છે; તેમ નંદશંકરનું નામ રાખવા રા. રા. વિનાયક ચુકશે નહીં એવી આશા છે.

ગુજરાતીઓમાંથી જેઓએ ઉંચામાં ઉંચી કેળવણી લીધી છે તેઓ ગુજરાતી સાહિત્યને કંગાળ રહેવા દેશે તો પછી એમની કેળવણી એ રીતે વૃથા ગઇ છે એમ કહેવામાં સહેજ પણ ખોટું છે ? ગુજરાતી સિવિલીઅનોની હાલમાં સંખ્યા વધી છે. રા. રા. અબ્દુલ્લા યુસુફઅલ્લીએ અંગ્રેજી અને ઉર્દુનો સ્વીકાર કરી પોતાની માતૃભાષાની સહેજ પણ સેવા કરી નથી. પણ રા. રા. વિનાયક અને રા. કાંટાવાળા સાહિત્યપ્રેમી અને સાહિત્યસેવક પિતાના પુત્રો છે. રા. રા. નાનાલાલ ચમનલાલ ઇંગ્લંડમાં અભ્યાસ કરતા ત્યારે કવિતાઓ લખતા હતા. આ સર્વે પોતાની સત્તા, વૈભવ, કામકાજમાં ગુજરાતી સાહિત્યનું વિસ્મરણ નહીં કરે એવી એમને અમારીવિનંતિ છે.

સુરતીઓએ પોતાના આગેવાન સાહિત્યસેવકોનાં જીવનચરિત્ર લખી સુરતના ઇતિહાસનું એક પ્રકરણ લખવા સારી સામગ્રીનો સંગ્રહ કર્યો છે. નર્મ-

દાશંકર, નવલરામ, દુર્ગારામ, મલબારી, ઇચ્છારામ વગેરેનાં જીવનચરિત્રો-માંથી સુરતનો જેવો ખ્યાલ આવે છે તેવો હજુ અમદાવાદ, નડીઆદ કે બીજા 'સાક્ષર' નગરનો આવતો નથી. રા. રા. વિનાયકે કરણઘેલાને પોતાના પિતાની કીર્તિનો ધ્વજ ગણ્યો છે અને તેમાંની વીગતો કેવા વાતાવરણમાંથી સુઝી હશે તે પારખવા અને પોતાના પિતાનું અનુપમ શીલ કેવા અનુકૂળ અને પ્રતિકૂળ વાતાવરણમાં ઘડાયું તે નિરૂપવા, બની શકે તેટલી સામગ્રી તત્કાલીન ચિત્ર માટે એકઠી કરી છે. સુરતીઓના લાલાશાહી જીવનનો ખ્યાલ આબેહુબ આપવા પ્રયત્ન કર્યો છે. મલિન વાતો લખતાં વૃત્તિ ઉંચી રાખી છે અને તેમાં કોઇ પણ પ્રકારનો રસ લીધા વિના સંયમથી જે લખી શકાય તે લખ્યું છે. પણ તે જીવન અમુક રીતે સભ્યતાવિહીન હતું એટલે વર્ણનમાં પણ એ વિહીનતાના અંશો આવી ગયા છે.

રા. રા. વિનાયકની પાસે પિતાના ચરિત્ર માટે કાંઇપણ લેખિત માહીતી નહોતી. નવલરામના જીવનચરિત્રમાં જેવા ઉતારા ગોવર્ધનરામે આપ્યા છે તેવા અથવા ગોવર્ધનરામની જીવનકથામાં જેવા ઉતારા એમની Scrap books માંથી આપી શકાય એવા ઉતારા આ ગ્રંથમાં નથી. પણ રા. રા. વિનાયકે પોતાના સંસ્કારી પિતા સાથે આપણા જીવનના વિવિધ પ્રશ્નો વિશે વાત-ચિત કરી તેમના નિર્ણયો અને અભિપ્રાય જાણેલા તે આ ગ્રંથમાં આપ્યા છે. આ નિર્ણયો અને અભિપ્રાયો જીવનના કયા કાળમાં કેવા કેવા અનુભવને પરિણામે નંદશંકરે બાંધેલા અથવા એમાં પુત્રની વિદ્વત્તાનો અજાણતાં કયાં કયાં પાસ લાગી ગયો છે તેનું નિરાકરણ કરવાની મુશ્કેલી છે. માહીતીને અભાવે અને શ્રુત સામગ્રીની અસંકલિત, વખતે અસંબદ્ધ અને પ્રાસંગિક સ્થિતિને લીધે આ ગ્રંથમાં પણ શિથિલતા લાગે છે; પ્રમાણની ન્યૂનતા આવી ગઇ છે. પિતાના જીવનના બનાવો બહુ ઓછા છે, એ જીવનના માનસ વિકાસના નિરૂપણ માટે આવશ્યક સાધનો મોજુદ નથી એટલે પુત્ર વાતાવરણમાં, વિવિધ વિષયોના તલસ્પર્શી વર્ણનોમાં વધારે નિમગ્ન થઇ ગયા છે. નંદશંકર આનુષંગિક લખાણમાં દબાઇ ગયા છે. એટલું છતાં એ

આપ અનિષ્ટ સાંસારિક રીવાજો દૂર થશે. જ્ઞાતિપરિષદોને શાસનની સત્તા નથી હતી. ભલામણના ઠરાવો નકામા છે અને જુના વિચારવાળા અને સુધારવાળા વચ્ચે વીખવાદ થઇ જ્ઞાતિનું હિત કરતાં અહિત થવાનો સંભવ થઇ જાય છે. આવું વખતે લાગ્યું હશે એટલે માત્ર વિદ્યા પ્રસારણ અર્થેજ આ ચળવળ છે. વિરોધ, ગાલિપ્રદાન, તુચ્છકાર, અપમાન વગેરે સહન કરતાં જ્ઞાતિજનોને સમભાવ આ મંડળ મેળવતું જાય છે. આ વખતે જ્ઞાતિની સન્નારીઓ પણ સામેલ થઇ હતી. મુષ્ટિદાનનું વ્રત ગયા સંમેલનથી કેટલીક સન્નારીઓએ સ્વીકારી આ સંમેલનમાં તે દ્વારા વિદ્યા પ્રસારણ માટે દ્રવ્ય મેળવી આપ્યું હતું. આ વખતે પણ એ વ્રતનો વિશેષ સ્વીકાર થયો હતો. ઉનેવાળો બ્રાહ્મણો છે તો પ્રાચીન આર્ય સંસ્કૃતિનાં લક્ષણો ખીલવી, ત્યાગનો અને સેવાનો આશ્રય લેશે તો પ્રગતિને પંથે વહેલા ચાલશે એમાં સંશય નથી. જ્ઞાતિના વિદ્યાર્થીઓને વિદ્યાપ્રાપ્તિ માટે શિષ્યવૃત્તિઓ હાલ અપાય છે પણ ભવિષ્યમાં વિદ્યાર્થીગૃહ સ્થાપવાનો જ્ઞાતિજનોને અભિલાષ છે. કૃષિકાર થઇ નિર્વાહ કરતી જ્ઞાતિ કારકુનીના ભણતર તરફ પોતાની સંતતિને વાળતાં પહેલાં આ જમાનાના શિક્ષણના ઉઠેલા પ્રશ્નોનો વિચાર કરી બની શકે તેટલી તજવીજ કરશે તો વધારે સારૂં. બ્રાહ્મણો તરિકે સંસ્કૃત વિદ્યાનું વિસ્મરણ નહીં કરે અને સ્વાધ્યાયનું પુનર્જીવન કરશે તો પણ સારૂં. સેવકમંડળનો વિજય અમે ઇચ્છીએ છીએ.

૧૨. **ઇન્ડીઅન ઑટોનોમી**—કર્તા રા. રા. એસ. એસ. સેટલુર, એડવોકેટ, મુંબાઇ મૂલ્ય રૂ. ૦—૩—૦ ધી ઈંડીઅન હોમ રૂલ લીગની પત્રિકામાળાનો બીજો અંક.

ઇ. સ. ૧૯૧૬ ના નવેમ્બરની ૧૧ મીએ ઑ. મિ. ગોકળદાસ પારેખના પ્રમુખપદ નીચે મિ. સેટલુરે 'સ્વરાજ્ય' વિશે નિબંધ વાંચ્યો હતો. મિ. સેટલુર કુશળ વકીલ છે તેમ વર્તમાન રાજ્યદ્વારી ચળવળથી બીલકુલ ઉદાસીન નથી અને પ્રાચીન આર્ય સંસ્કૃતિના અભ્યાસી છે. એમનો નિબંધ એમના પ્રતિષ્ઠાને લીધે આદરથી વંચાશે અને એમાં

'સ્વરાજ્ય' નો મુકરદમો બાહોશીથી રજુ કરેલો જણાશે અને એ પ્રશ્ન વિશે સરકારને તેમજ લોકોને અનેક દૃષ્ટિથી વિચારવાનું સુઝશે. વર્તમાનકાળમાં આપણી પ્રજાના ભાગ્યોદય માટે જે મહા પ્રસંગ પ્રાપ્ત થયો છે, બ્રિટિશ રાજ્યના સહકાર્યમાં આપણને સ્વરાજ્ય મેળવવાનો અવસર આવ્યો છે, તે સમયે આપણે બની શકે એટલી રીતે આપણા વ્યાજબી હક મેળવવા મહેનત નહીં કરીશું તો વર્ષો લગી આપણે અવનત રહીશું. એ હકીકત હિંદના વાતાવરણમાં વસી રહી છે છતાં પણ એનો ઉદ્‌ઘોષ થવા કરવાની અને એક સંપુટમાં સર્વ વીગતો મેળવવાની જોગવાઈ કરવાની જરૂર છે તે આ નિબંધ પુરી પાડે છે. જે જે મુદ્દાઓ એમાં ચર્ચવામાં આવ્યા છે તે એક રીતે મશહુર છે એટલે તેમનું અવતરણ નથી કરવામાં આવ્યું. પણ ખાસ લક્ષણ તો એ છે કે માત્ર રાજ્યનીતિના પ્રશ્નો—બંધારણના ફેરફારોની વકીલાત કરીને મિ. સેટલુર અટક્યા નથી; પ્રજાના પૂર્વ ઇતિહાસ, સંસ્કૃતિ, સ્વભાવ વગેરે પ્રત્યે અંગ્રેજી રાજ્યકર્તાએ અને તેમનાથી અંજાએલા હિંદીઓએ આજ લગી દુર્લક્ષ આપ્યું છે તે દૂર કરવાની જરૂર વિષે સમર્થ વિવેચન કર્યું છે. હીંદી પ્રજાને પોતાપણું પ્રાપ્ત કરવા સ્વરાજ્યની જરૂર છે. અંગ્રેજ અધિકારી વર્ગ હીંદી પ્રજાની કાયદેસરની પ્રગતિને કુંઠિત કરે છે, પોતાની સત્તા નાશ પામશે એવા ભયથી બની શકે એટલો વિરોધ બતાવે છે એ સર્વેનો વિસ્તૃત અહેવાલ આપી જાતેજ ઉદ્ધાર કરવા આપણને ઉદ્‌બોધે છે. આપણી પ્રાચીન ધર્મભાવનાનો પુનરુદય કરી રાજ્યકીય ઉન્નતિમાં તેને સ્થાન આપી ચળવળ કરવા તેઓ આગ્રહ કરે છે. આપણી સર્વે પરિસ્થિતિથી માહીત થઇ કટિબદ્ધ થઇશું તો કોઇ પાર્થિવ સત્તાની તાકાત નથી કે આપણી ગતિ પ્રતિહત કરે? અંગ્રેજી જાણનાર સર્વે ગુજરાતીઓને આ નિબંધ વાંચવા ભલામણ છે.

**૧૩. ગુર્જરી મુંબાઇની શેઠાણી**—કર્તા રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ, મૂલ્ય રૂા. ૧–૪–૦

ઐતિહાસિક અને સામાજિક ગુજરાતી નવલકથાઓ લખનારા વર્ગમાં રા. રા. મણિલાલ પ્રતિષ્ઠિત છે. એમની કૃતિઓ લોકપ્રિય થઇ છે તેમ કેટલેક અંશે વિદ્વત્પ્રિય પણ થએલી છે. એમણે સમગ્ર જીવન સાહિત્ય સેવામાં જ ગાળ્યું છે અને અત્યારે વૃદ્ધાવસ્થામાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ગુજરાતી ભાષાનો કોશ તૈયાર કરે છે. એમની આ વાર્તા વાંચતાં અમને અનેક વિચારો આવ્યા છે. આજકાલ કેળવણી વિશેષ અને વિશેષ પ્રસરતી જાય છે તેમ તેમ કુમારો, કુમારીઓ, યુવકો, યુવતીઓ અને ક્વચિત પ્રૌઢ અને પ્રૌઢાઓને વાંચવાને અને તેમાં ખાસ કરીને વાર્તાઓનાં પુસ્તક જોઇએ છીએ. હવે કુમારો અને યુવકોના હાથમાં મુકી શકાય એવા ગ્રંથો આપણી ભાષામાં જુજ છે. આ ગ્રંથ તેમના હાથમાં અનેક દૃષ્ટિથી મુકવા જેવો છે; પણ એમાં અમને બે ત્રણ મહત્ત્વના દોષો લાગ્યા છે. ચંદુલાલ અને તારાના પ્રસંગો, રંગનાથની છબીથી ગુલાલ ઉપર એ બન્નેથી વર્તેલો ત્રાસ, બાવાજી અને બ્રાહ્મણ કન્યાનું પલાયન, ચંદુલાલને ભૂતયોનિમાંની રાજકન્યાનો થએલો વળગાડ વગેરે પ્રસંગો વાર્તાના વિકાસમાં અમને બહુ ઉપયોગી નથી લાગ્યા. એ ન હોત તો વિના સંકોચે આ કથા યુવક અને કુમાર વર્ગને માટે આદર પામત. અમારા મતનું વિશેષ સ્પષ્ટિકરણ કરીશું. સાહિત્યની પ્રત્યેક કૃતિના સંબંધમાં પ્રથમ પ્રશ્ન ઉઠે છે; એનો ઉદ્દેશ શો છે? સમગ્ર કથામાં વહેતી ભાવના શી છે? અને પછી તેની સિદ્ધિ અર્થે લેખકે પ્રસંગો, પાત્રો, વિચારો વગેરેની ફુલગુંથણી કેવી કરી છે? રા. મણિલાલની કથાનો ઉદ્દેશ શો છે? માત્ર પોતાના જમાનાનું ચિત્ર જ આપવાનો છે? ધારો કે તેમ હોય તો માત્ર છબીઓ (ફોટોગ્રાફ) કે બહુ તો જમાનાનું 'સિનેમેટોગ્રાફ' બતાવે એટલે બસ. નવલકથાનો ઉદ્દેશ અમને એથી ઉંચો લાગે છે. માત્ર ફોટોગ્રાફ કે સીનેમેટોગ્રાફ તે નવલકથા નથી. મનુષ્યો એક બીજાના સમાગમમાં આવે અને ઉંચા નીચા પ્રસંગોમાં પડે ત્યારે કેવી રીતે પોતાના ચારિત્રની ઉન્નતિ કે અવનતિ કરે છે, સુખી કે દુઃખી થાય છે તે વિસ્તારથી દર્શાવવાનું સાધન

ચચંદ્રને ગજરી જોઇએ છીએ અને ગજરીને કેશવચંદ્ર જોઇએ છીએ. આ મુખ્ય ઉદ્દેશ પણ આપણે ત્યાં જ્ઞાતિવ્યવસ્થા છે, સમગ્ર જ્ઞાતિ વર્તમાન જીવનથી વિમુખ હોય—અર્વાચીન શિક્ષણ વિહીન હોય. તેમાં એક કુટુંબ પોતાની ભાવનાનુસાર પુત્રીને કેળવી સમજણી બનાવે પણ યોગ્ય વર ન મળે ત્યારે કેવી ચિંતા, કેવી મુંઝવણ થાય છે, એકાદ ભણેલો વર હોય છે તો તેને માટે કેટલી ખટપટો રચવી પડે છે તેનું પણ વર્ણન આમાં છે. સ્ત્રીપુરૂષો મોટી ઉમ્મરે પરણે તો 'ઇચ્છાલગ્ન' કરવા ઉત્સુક હોય છે; અને રા. મણિલાલ તેની તરફેણમાં છે. વિવાહ પૂર્વે યુવકયુવતીને મળવાહળવાના પ્રસંગો એમણે યોજ્યા છે. હવે આ કથા આવા અમુક રીતે સંવનિત દાંપત્યનું ચિત્ર દર્શાવવા હોય તો તેમાં ઉપર કથિત પાશવ પ્રસંગો વર્ણવવાનો હેતુ શો હશે ? નવલકથા એ સાહિત્યનું નિર્માણ છે અને તે રીતે સૌંદર્યની સૃષ્ટિ છે એટલે તે સુઘટિત અને પ્રયોજનશાળી હોવી જોઇએ. એ પાશવ પ્રસંગો પાત્રોના જીવન વિકાસમાં કોઇ રીતે કામના થતા પણ લાગતા નથી, તેમ વાર્તાના પ્રધાન ઉદ્દેશની ખીલવણી માટે વિરોધની પણ ગરજ સારતા નથી.* ચંદુલાલના પિતા મીલવાળા છે છતાં પોતાના પુત્રને ડાક્તર બનાવે છે અને દેશી રાજ્યમાં ત્રણસો સાડી ત્રણસોના પગારે નોકર રખાવે છે એ આખી વાત મુળકથાને કેવી રીતે પોષક છે ? દેશી રાજ્યમાં ચંદુલાલને વળગાડ થાય છે અને તેથી થએલા મંદવાડને કારણે ગજરી અને કેશવચંદ્રનાં લગ્ન લંબાય છે અને લેખકની વાર્તાનાં પાનાં વધે છે. આજકાલ લખાતી ઘણી વાતોમાં આવું નિરર્થક અને પ્રયોજનહીન લંબાણ હોય છે. લેખકનો બીજો હેતુ મુંબઇની શેઠાણીઓમાંના એક સારા નમુનાનું યશોગાન ગાવાનું છે. ગજરીને સારી રીતે કેળવવામાં આવી હતી અને મુંબઇમાં ધનાઢ્ય પિતાને ત્યાં ઉછરવા છતાં ગામડાનાં ગરીબ

---

* 'રતિ સુંદરી' માં પણ આવું છે. મુંબઈના જીવનમાં અણજાણ્યે પશુતા કેમ ઉછાળો મારે છે તે બતાવવા પુરતો આશય રખાય છે પણ તેની મીમાંસા અને પરિણામ અને નિવારણ અર્થે પ્રસંગો કે પાત્રો કલ્પાતાં નથી.

સાસરીઆંને તે વહાલી થઇ પડે છે. પણ સાથે વિપરીત નમુના ચિતર્યાં હોત અને ગંગા ડોસી પાસે મુંબઇની શેઠાણીનાં છોડીઆં ન પડાવ્યાં હોત તો કળા વધારે દીપત અને દેશી રાજ્યનો બીનજરૂરી પ્રસંગ વિસ્તારવો ન પડત. એક યોગીનો પ્રસંગ ઉપજાવી ચમત્કાર દર્શાવવામાં આવ્યો છે. રા. મણિલાલ ભલે એ ચમત્કારોમાં શ્રદ્ધા રાખે અને આજના 'નાસ્તિક' કેળવાએલાઓને શ્રદ્ધા કરાવવા ઉત્સુક હોય પણ આ કથામાં એનું સ્થાન કેવી રીતે સુઘટિત છે તે અમારાથી કળાયું નથી. આસક્તિથી થતી હાનિનો નિર્દેશ થયો છે પણ આ કથાના વિશ્વમાં તેનું પ્રયોજન યથાર્થ નિરૂપાયું નથી. જે જીવનનું આલેખન એમાં છે તે વ્યતીત થયું છે અથવા નીચલા થરમાં પ્રગટ થતું હશે. અત્યારના પ્રશ્નો વિવિધ, સંકુલ અને ગહન થયા છે. કેશવચંદ્ર અને ગજરી, ચંદુલાલ અને ગુલાબ, રસિકલાલ અને ચંદા વગેરેના દાંપત્ય જીવનમાં ઉંચા પ્રકારનાં બુદ્ધિપ્રભાવ કે ઉંડા હૃદય ભાવો નથી. સુખી જીવનના વિલાસ અને વિનોદ છે. જે પ્રજા એટલામાં જ રચીપચી રહે છે તેનો ઉદ્ધાર નથી. એ સ્નેહની ભાવના કામુકતા, પ્રજાતન્તુની વૃદ્ધિ અને ગૃહિણીપણામાં જ સમાએલી લાગે છે. આમ એમાં અનેક ઉણપ છે છતાં સામાન્ય અથવા ઉછરતા વાચકોને માટે આ કથા સારી છે. રા. મણિલાલ સાદી અને રસભરી ભાષા લખે છે. એમના વિચારો બહુ ગહન કે તત્ત્વદર્શી નથી. પણ વ્યવહારૂ છે અને સામાન્યતઃ સમજાય અને આદર પામે એવા છે. એઓ પોતાની નિવૃત્તિના કાળમાં હજુ વધારે સારી વાર્તાઓ લખી ગુજરાતના વાચકવર્ગની સેવા કરશે એવી અમારી એમને પ્રાર્થના છે.

૧૪. **સ્નેહસદન અથવા પ્રણય રહસ્ય**—મરાઠીમાં કર્તા રા. રા. પ્રભાકર શ્રીપત ભસે, ગુજરાતી તરજુમો કરનાર રા. રા. જયશંકર ખોડીદાસ દ્વિવેદી. મૂલ્ય રૂ. ૧-૦-૦

અમૃતરાય નામના શ્રીમંત જાગીરદારના મકાનનું નામ 'સ્નેહસદન' હતું. તેની પુત્રી રમા અને કથાના નાયક બળવંતને પ્રેમ થાય છે અને બન્ને પરણે છે, એ પ્રસંગથી કથાનું નામકરણ થયું છે.

ભારતવર્ષમાં દરિદ્રતા વ્યાપી રહી છે, કર્મશક્તિ લુપ્ત થઇ ગઇ છે, મહત્ત્વાકાંક્ષા નથી, પરિશ્રમનું કાયરપણું વધ્યું છે, મનોબળ શિથિલ થયું છે માટે પાસુ ફેરવી મનોબળ કેળવો, પરિશ્રમ કરો, મહત્ત્વાકાંક્ષા રાખો, નોકરી માટે જ નહીં પણ દેશના અભ્યુદય માટે વિદ્યા સંપાદન કરો અને દેશનાં સ્ત્રી પુરૂષોનાં દુઃખ કષ્ટ ક્લેશનું નિવારણ કરો એ આ વાર્ત્તાનો ઉદ્દેશ છે એવું લેખક પ્રસ્તાવનામાં કહે છે. કથાનાયક બળવંત ભૂગર્ભ અને ખનિજનું જ્ઞાન પરદેશમાંથી પ્રાપ્ત કરી આવ્યો છે અને આપણા દેશમાં પૃથ્વીના ઉદરમાં જે અમૂલ્ય સમૃદ્ધિ પડી છે તેનો ઉપયોગ કરી દેશને સુખી અને ઉન્નત કરવા આતુર છે. અમૃતરાય અને તેમના કુટુંબની મદદથી તે લોખંડનું કારખાનું કાઢી શકે છે એટલી જ વાત આ નિનાદિત ઉદ્દેશની સિદ્ધિનું નિદર્શન છે. બળવંતના જીવનમાં અમૃતરાયની પુત્રી રમાના અને કથાના વિશ્વના શેતાન સામળદાસની પુત્રી વનલતાના હૃદયદાનના પ્રસંગો છે. રમા સાથે તે પરણે છે અને વનલતાના પ્રેમથી અનભિજ્ઞ રહેવાથી તે સંબંધમાં કોઇ પણ પ્રકારના કર્તવ્યનો નિર્ણય કરવો પડતો નથી. વનલતા આમરણ કુમારિકા રહે છે. રમા અને બળવંતનો મેળાપ આકસ્મિક થાય છે. અંગ્રેજ સંસારમાં નાત જાત નહીં એટલે નાયકનાયિકાને અકસ્માતથી મેળવવામાં આવે છે. વળી પ્રેમશૌર્યની ભાવનાના જે ઝાંખા પડછાયા હજુ એમના જીવનમાં રહ્યા છે તેને લીધે દુઃખમાં સ્ત્રીજાતિનું ત્રાણ કરવાથી તે ઉપકારવશ થઇ ત્રાતાની પ્રણયિની થાય છે. પણ આપણે ત્યાં લગ્ન તો નાતમાં જ થાય છે તો પછી આકસ્મિક મેળાપનું પ્રયોજન શું ? 'ગુર્જરી' માં પણ એવુંજ છે. વારૂ સ્નેહની આપણી ભાવના કેવી છે ? માત્ર તારામૈત્રક થયું એટલે સ્નેહ જન્મ્યો ? વસ્તુતઃ એમ થતું હોય પણ શું તે આપણને કબુલ છે ? બાળલગ્નથી સ્નેહશૂન્ય જીવન ગાળવું પડે છે એવી હાલના યુવાનવર્ગની ફરીઆદ છે. નવલકથાકારો હાલ જે જીવન વર્ણવે છે તેમાં માત્ર તારામૈત્રકજ હોય છે. તારામૈત્રકથી જન્મતા સ્નેહથી જીવનભર સુખ અને સંતોષ મળતાં હોય તો પછી બાળલગ્નથી વિવાહિત દંપતીમાં

સમાગમ અને પરિચયથી સ્નેહ શું ન જન્મી શકે ? જેનાથી જીવનભર સુખ અને સંતોષ મળે એવો સ્નેહ ? આ પ્રમાણે વિચાર લેખકોને સ્ફુરતોજ નથી. વસ્તુસ્થિતિ જુદીજ છે, યુવાનોને પોતાના જેટલાજ બુદ્ધિ અને હૃદયના વિકાસવાળી સખી જોઇએ છીએ. તારામૈત્રકથી આકૃષ્ટ દંપતીમાં આવા વિકાસમાં અંતર હોય તો પછી તે પણ બાળલગ્નવાળાં દંપતીના જીવનની વિષમતા જેવુંજ બને છે. તારામૈત્રકનો સ્નેહ તે સ્નેહજ છે કે મોહ છે તેનો નિર્ણય કરવાનું સહેલું નથી અને મોહનું ઘેન ઉડી જતાં જીવનમાં જે દુઃખ આવે છે તે બાળલગ્નથી દંપતી થએલાની વિષમતાથી વધારે તીવ્ર હોવા સંભવ છે. માટે નાયક નાયિકાના પરિચય વધારતાં વધારતાં બન્નેને અન્યોન્યનાં બુદ્ધિવૈભવ અને હૃદયથી એવાં આકર્ષિત કરવાં જોઇએ કે તેઓ જીવનયાત્રાનાં સહચર થવા ઉત્સુક થાય. બીજી એક મહત્ત્વની વાત સામાન્ય નવલકથાકારો ભુલી જાય છે. સ્નેહ અને ધર્મ મનુષ્ય જીવનના મોટામાં મોટા બનાવો હોવાથી તે જીવનમાં દૂરગામી ફેરફાર તેથી થાય છે. ધર્મમાંજ બ્રહ્મજન્મ થાય છે એમ નહીં પણ સ્નેહમા પણ થાય છે. જ્યાં લગી સ્નેહનો આ પ્રભાવ બતાવતો નથી ત્યાં લગી સ્નેહનું વર્ણન મિથ્યા વાગ્જાળ છે. પ્રસ્તુત કથાના લેખક પણ સ્નેહના આ સ્વરૂપથી અનભિજ્ઞ છે. બળવંત અને રમાનાં સ્નેહલગ્ન કર્યાં છે પણ પ્રથમ પ્રસંગેજ બળવંત પોતાની પ્રિયતમાને રસિકલાલમાં આસક્ત માનતાં જરા પણ અચકાતો નથી. દુઃખી દારા પોતાના પીડકો પાસેથી યુક્તિપ્રયુક્તિથી છુટી પ્રીતમના સ્નેહમાં આશ્વાસન લેવા આવે છે ત્યારે નિષ્ઠુર બળવંત તેને મળ્યા વિના કાઢી મુકે છે. બળવંતની ભોજાઇનું સ્ત્રીહૃદય જે કપટ પ્રેરણાથી પામે છે તે સ્નેહી બળવંત પામતો નથી એટલે એનામાં વાસ્તવિક સ્નેહ હતો જ નહીં, એનામાં હૃદય કરતાં બુદ્ધિનું પ્રાધાન્ય છે. એની ખાણોમાં એ એટલો મસ્ગુલ છે કે વનલતા આટલી બધી એની કેમ સેવા કરે છે તેનું કારણ વિચારવાની પણ ઉર્મિ એને નથી થતી. ગ્રંથકાર આમાં દેશની ઉન્નતિ ઉદ્યોગો અને તેમાંએ ખનિજના ઉદ્યોગો દ્વારા કરવા આપણને પ્રબોધે છે

છતાં કથાનો અધિકાંશ નાયકની પ્રેમકથા અને પ્રતિનાયકોનાં કપટોથી રોકાયો છે. વાર્તામાં સ્નેહ પ્રબંધ જોઇએ માટે સૌ તેનું આલેખન કરે છે પણ પોતાના ઉદ્દેશથી તે કેવી રીતે પોષક છે તેનો પુરો વિચાર કરતા નથી અને એ રીતે સ્નેહનું સ્વરૂપ આલેખતા નથી.

કર્તાને પ્રાર્થનાસમાજ પ્રત્યે ઉંડો ધિક્કાર છે—દ્વેષ જેવું છે. આ કથાના ગુંફનમાં એની નિંદાને સ્થાન આપવા કલાની કોઇ પણ રીતે માગણી હોય એવું પ્રતીત થતું નથી છતાં પ્રતિનાયકોને પ્રાર્થનાઃસમાંજી બતાવી તેમની દુષ્ટતાને લીધે એ સંસ્થાને ખુબ નિંદા અને જુગુપ્સાને પાત્ર કરી છે.* સામળદાસ, કૃષ્ણલાલ, રસિકલાલ એવા દુષ્ટો છે કે પ્રાર્થનાસમાજમાં ભળવા છતાં સુધર્યા નહીં એમ કહેવાને બદલે તેને લીધે તેઓ વધારે બગડયા અને વેદાંતી હોત તો એટલા દુષ્ટ ન થાત એ આશયના ઉદ્ભેદ માટે બન્ને મતોની ઉચિત અને ન્યાયી મીમાંસા નથી. કર્તાને એ સંસ્થાનો પરિચય નથી. સાથે સાથે ‘ સુધારા ’ ઉપર જેટલા પ્રહારો થઇ શકે તેટલા કર્યા છે. ઘણા લેખકો ‘ સુધારા ’ ના એ ભિન્ન છતાં અન્યોન્યમાં વ્યાપ્ત ભેદ જોઇ શકતા નથી. રાજા કાલસ્ય કારણમ્. રાજદરબારના પોષાકો, રહેણીકરણી, ભાવનાઓ વગેરેના જાણ્યે અજાણ્યે અનુકરણો શિષ્ટ અને શ્રીમંત અને દાસવર્ગમાં સર્વત્ર થાય છે. આજે આપણાં દેશી રાજ્યોમાં હજુ એ પ્રમાણે નિરંતર બને છે. અંગ્રેજી પોષાક, રહેણાકની પદ્ધતિ, જીવનવ્યવહારની ભાવનાઓ વગેરેનો પ્રસાર આપણા દેશમાં વિદ્યા અને લક્ષ્મીના નિવાસોમાં થાય છે તેને પણ ‘સુધારા’ માં ગણવામાં આવે છે. આપણો સંસાર નવા યુગને અનુરૂપ નથી. એમાં ન્યાય, સત્ય, સ્વતંત્રતા, દયાની અવગણના થઇ છે. વર્તમાન જગતની સુસંસ્કૃત પ્રજાઓ જેવી તે પ્રગતિશાળી નથી અને તેથી તેની પ્રતિષ્ઠા મોળી છે. આવી પ્રતીતિ થવાથી આપણા સંસારમાં અમુક અમુક ભાવનાઓ પ્રસારવા અને તદનુસાર કેટલાક રીવાજો ફેરવવા કેટલાક જણ પ્રયત્નશીલ

* કથાના મુળ ઉદ્દેશમાં વિઘ્ન નાંખનાર સેતાનીઅત દર્શાવવાને બદલે નાયકના પ્રેમજીવનમાં વિઘ્ન આવતાં વર્ણવાયાં છે.

છે અને તેમની પ્રવૃત્તિ ‘સુધારા’ ને નામે પ્રસિદ્ધ છે. હવે આ બન્ને પ્રત્યે વિરોધ હોય, બન્ને હિન્દુ સમાજને હાનિકારક લાગતાં હોય તો એકનો દોષ બીજામાં આરોપી, આકસ્મિક અને નીતિની પ્રવૃત્તિઓને સેળભેળ કરી જે હદ કરવી એમાં અનૌચિત્ય અને છલ છે. આ વાર્તાના લેખકે બન્ને પ્રકારના ‘સુધારા’ ની ખંખેરણી પોતાનાં સ્ત્રીપાત્રો દ્વારા કરાવી છે છતાં નાયિકાના કુટુંબને પ્રથમ પ્રકારના સુધારાવાળું ચીતર્યું છે. છેવટે એ ઐહિક સુધારામાંથી પારમાર્થિક ધર્મપરાયણતામાં અમૃતરાયનું અભિક્રમણ કરાવ્યું છે.

કથાના મુળ ઉદ્દેશ સાથે સ્નેહનું આલેખન જેમ બંધબેસતું નથી તેમ નિર્મળા, વનલતા આદિ દ્વારા ઉદ્બોધિત ત્યાગની ભાવના પણ બંધ એસતી લાગતી નથી. વર્તમાન ઉદ્યોગોની ખીલવણીમાં એ ભાવનાને કેવું સ્થાન છે અને એ ઉદ્યોગોદ્વારા પ્રાપ્ત થતા ઐહિક વૈભવોમાં એનો સમાસ શી રીતે થશે તે સંબંધમાં કર્તાએ વિચાર્યું નથી. આ કથામાં એવા એવા પ્રશ્નો છે જેની મીમાંસા કરતાં વિસ્તાર થવાનો ભય રહે છે. ટુંકાણમાં જે નિર્દેશ કર્યો છે તેનો ઉદ્દેશ એટલું જ દર્શાવવાનો છે કે હાલ લખાતી પ્રશ્ન નિરૂપક કથાઓમાં કેટલી ઓછી સ્પષ્ટતા અને પારદર્શિતા હોય છે. વાર્તા બને તેમ ઓછી પ્રશ્નનિરૂપક થવી જોઇએ. એનો હેતુ માત્ર માનવજીવનનો સમાગમ કરાવા જેટલો હોવો જોઇએ. એ દૃષ્ટિથી આ વાર્તા રસિક છે અને જેમને પ્રશ્નો સુઝતા નથી અથવા તેમાં રસ નથી તેમને એક કથા તરીકે એનાથી આનંદ તથા ઉત્સાહ આવશે.

૧૫. **ચોથી પાટીદાર પરિષદનો અહેવાલ**—તા. ૨ જી ફેબ્રુઆરીએ (ઇ. સ. ૧૯૧૭) આ પરિષદ જુનાગઢમાં રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલના પ્રમુખપદે મળી હતી. ગુજરાતમાં જે નવચેતન આવિર્ભાવ પામતું જાય છે તેનું આ પરિષદ જ્વલંત ઉદાહરણ છે. બીજી જ્ઞાતિ પરિષદો જેવી એ માત્ર સામાજિક સંસ્થા નથી પરંતુ સામાજિક, રાજકીય, આર્થિક અને નૈતિક ઉન્નતિ માટે પ્રયાસ કરતી સંસ્થા છે. એકુતોની વસ્તિ સર્વત્ર

હોવાથી વસ્તુતઃ એ સમગ્ર ગુજરાતની પ્રવૃત્તિ છે. ખેડુતોની ઉન્નતિ એટલે ખેતીની પ્રગતિ અને એ બન્ને થતાં દેશનો અભ્યુદય થવાનો. આ માત્ર કોમી હીલચાલ નહીં પણ નિખિલ ગુજરાતની હીલચાલ છે. આવું સ્વરૂપ આપવા માત્ર પાટીદારોજ આ સંસ્થામાં અગ્રણી ન થવા જોઇએ પરંતુ પાટીદારથી ભિન્ન અગ્રણીઓને અવારનવાર એમાં નાયકપદ આપવું જોઇએ. ખેડુતોની ગરીબાઇ, મહેસુલની સખ્તાઇ અને મુશ્કેલીઓ, ખેડુતોનું અજ્ઞાન, સ્વમાન અને આત્મબળનો અભાવ, વગેરે વિષે ઠરાવો અને ચર્ચા થયાં હતાં. ખેડુતોની પ્રતિનિધિ સભા, પંચાયત, સહકારી સભાઓ વગેરેની સ્થાપના કરવા આવશ્યકતા બતાવવામાં આવી હતી. પ્રમુખનાં ભાષણમાં ખેડુતના વર્તમાન જીવનને સ્પર્શતી અનેક રાજ્યદ્વારી, આર્થિક, સામાજિક, નૈતિક વિષયોની ચર્ચા છે. માત્ર ખેડુતોએજ નહીં પણ ગુજરાતના સર્વે શિક્ષિત નરનારીઓએ મનન કરવા જોગ છે. ગુજરાતના સાર્વજનિક જીવ- નમાં અમને સૌથી વધારે એક વાતનું હંમેશ દુઃખ થાય છે. દેશી રાજ્યોની રૈયતનાં દુઃખ બહાર લાવવાનું, તેમના સંબંધમાં લોકમત કેળવી તેમનું મોચન કરવાનું અને અંગ્રેજી રાજ્યની રૈયતની સમાનકક્ષામાં એ રૈયતની પ્રતિષ્ઠા કરવાનું, ગુજરાતની ઐક્તા સાધવામાં તેમનું સહકાર્ય મેળવવાનું એકે સાધન નથી. એવું વર્તમાનપત્ર કે નથી એવી સંસ્થા જે આવા સાધનની ગરજ સારે. પણ પાટીદાર પરિષદ આ દિશામાં સાધનભૂત થતી લાગવાથી અમને આનંદ થાય છે. રા. રા. મગનભાઇએ પોતાના ભાષ- ણમાં દેશી રાજ્યોની રૈયતની હાડમારીનો આ સાર્વજનિક પ્રસંગે નીડર- તાથી અને ઉચ્ચ કર્તવ્યબુદ્ધિથી નિર્દેશ કર્યો છે તે ઉચિત કર્યું છે. ખેડુ- તોનાજ પરસેવાથી વૈભવ માનતા દેશી રાજાઓ અને તેમની બીજી રૈયતે ખેડુતોના સુખ માટે કેટલું બધું કરવાનું છે તેનો વિનાદ કાઠીયાવાડમાં પહેલવહેલો ઉઠયો છે. અને અમારા મિત્ર રા. ચંદુલાલ તેને વિલીન નહીં થવા દે. આ હીલચાલમાં એક બાબત પરત્વે આગ્રહ ધરવાની ખાસ જરૂર છે: સરકારે અને બીજા લોકોએ અમારી ઉન્નતિ માટે કરવું જોઇએ પણ

તેઓ બેદરકાર રહે તો અમે બેદરકાર રહેવાના નથી. અમારું ભાગ્ય અમે જાતેજ ઉઘાડીશું અને પછી કોની મગદુર છે કે અમને અને અમારા દેશને પ્રગતિમાન થતાં અટકાવશે ? કેળવણી એટલે લખતાં વાંચતાં આવડે તે નહીં એનું જરા વિસ્મરણ થયું લાગે છે. આંખ મારફત નહીં પણ કાન મારફત પણ કેળવણી આપી શકાય છે. પરિષદો, સંમેલનો, ભાષણો, કથાઓ, ભજનો વગેરે સ્થળે સ્થળે યોજાય તો ઘણો ફેર પડી જશે. ઓછે ખરચે, ઓછા સંતાપે જાગૃતિ વહેલી આવશે. પાટીદાર પરિષદે 'સસ્તા સાહિત્ય' ની માફક ખેડુતો માટે ગ્રંથમાળા કાઢવાની યોજના કરવી જોઇએ અને દરેક ગામમાં તે ગ્રંથો પહોંચી વંચાય એવી તજવીજ થવી જોઇએ. આમ વિચાર વેરવામાં આવશે અને ખેડુતોને વિચારતા કરવામાં આવશે તો વહેલો લાભ થશે. આ ઉપરાંત ખેડુતોના આવકજાવક, મોજશોખ, ખરચખુટણ વગેરેની મોજણી કરવામાં આવે તો કઇ દિશામાં કેવા પ્રકારનું ક્રમણ કરવાની અગત્ય છે તે સમજાશે.

---